સાહસ કથાવલિ : પુસ્તક આઠમું

# ગુન્હેગાર દુનિયા

સંપાદક

નાગરદાસ ઇ. પટેલ

સવા રૂપિયો

બાલવિનોદ કાર્યાલય
૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ ૨

# પરિચય



સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતી મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી રસિક વાર્તાઓ વાંચવાની કુમાર-જીવનમાં તાલાવેલી જાગે છે અને તે વૃત્તિ જીવનમાં દીર્ઘકાલ પર્યંત કાયમ રહે છે. એ વૃત્તિને અનુકૂળ અને પ્રેરણાદાયી વાંચન મળે તો મગજશક્તિનો સુંદર વિકાસ થાય છે. દરેક વસ્તુ કે વિગત ઝીણવટથી જોવા સમજવાની અને તેનું હાર્દ પામવાની અદ્‌ભુત શક્તિ એનાથી સાંપડે છે અને જીવન સાફલ્યનો માર્ગ સરળ બને છે.

માનવ જીવનનો આ રીતે અનેકવિધ વિકાસ કરી શકે એવી અત્યંત પ્રેરણાદાયી તેમજ રસિક વાર્તાઓ આપવાની યોજના 'સાહસ કથાવલિ' માં કરવામાં

આવી છે. એમાં અંગ્રેજી સાહિત્યના આ વિષયના સાહિત્યસમ્રાટોની દિલચસ્પ વાર્તાઓ ઉપરથી તૈયાર કરેલી તેમજ કેટલીક મૌલિક કથાઓ આપવામાં આવશે. એ દરેકનું વસ્તુ અને વાતાવરણ ગુજરાતને અનુકૂળ રહેશે.

બાલસાહિત્યની અમારી વિવિધ ગ્રંથમાળાઓનો ગુજરાતે સુંદર સત્કાર કરી અમને પ્રોત્સાહન આપ્યું છે તેવી જ રીતે આ ગ્રંથાવલિને પણ ગુજરાતે અપનાવી છે એ જાણીને સંતોષ થાય છે.

નાગરદાસ પટેલ



## અનુક્રમ





# ગુન્હેગાર દુનિયા



## ગુન્હેગાર દુનિયા

હજી હમણાં જ અમે ચહા પીને ગપ્પાં મારતા બેઠા હતા ત્યાં તો ટેલીફોનની ઘંટડી જોરથી વાગી.

મ્હેં રીસીવર હાથમાં લીધું અને કહ્યું:

ઍલાવ...ઍલાવ...કોનું કામ છે?'

'જયંત છે કે!' સામેથી સવાલ પૂછાયો.

'હા, તમે કોણ?'

'હું કનૈયાલાલ...કોણ નટવર કે? જયંત અને તમે બન્ને બહાર ન જતા. મ્હારે જરૂરનું કામ છે, એટલે હું ત્યાં આવું છું.'

કનૈયાલાલ સોલીસીટર અમારા મિત્ર છે, એમની સાથે અમારે ઘણા વખતથી સંબંધ છે. જયંતે ગુન્હાશોધનના નિષ્ણાત તરિકે નામ કાઢ્યું છે તેવી જ રીતે કનૈયાલાલે પણ પોતાના ધંધામાં નામ કાઢ્યું છે અને પોતાની પેઢીની પ્રતિષ્ઠા વધારી છે.

એ રહ્યા કામગરા માણસ, એટલે એ ચાલી ચલાવીને

કોટમાંથી પ્રિન્સેસ સ્ટ્રીટમાં આવે તેના કરતાં અમે એ તરફ જઇએ તો સારું. અને વળી અમારે કોટમાં થોડું ઘણું કામ પણ હતું એટલે મ્હેં જણાવ્યું :

'અમે જ હમણાં કોટમાં આવીએ છીએ એટલે તમે આ તરફ નહિ આવો તો ચાલશે.'

'તો હું ઑફિસમાં તમારી રાહ જોઉં છું.'

'ભલે.'

અમે બન્ને જણ, જયંત અને હું તરત જ કોટ તરફ જવા નીકળ્યા.

નિષ્ણાત ગુન્હાશોધક તરિકે જયંતનું નામ અને કામ જાણીતાં છે અને એનાં રસભર્યાં વર્ણનોનાં મ્હેં કેટલાંય પુસ્તકો લખ્યાં છે એટલું એના ઓળખાણ માટે પુરતું થશે.

'આજે તમારે લાયકનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.' અમને આવકાર આપી બેસાડીને કનૈયાલાલ બોલ્યા: 'અને તમને નવાઇ લાગશે પણ મ્હારે કહેવું જોઇએ કે એનો ભોગ હું પોતે જ થયો છું.'

'તમે? તમે શી રીતે?' જયંતે પૃચ્છયું: 'શું થયું છે?'

'હું ઠગાયો છું.' કનૈયાલાલ બોલ્યા.

'એ પણ ઠીક! તમે શી રીતે ઠગાયા?' મ્હેં પૃચ્છયું.

'મ્હારા ચૅકમાં કોઇએ ફેરફાર કર્યો અને મ્હને ઠગ્યો. તમને ખબર હશે કે મ્હારી પેઢીનું કામકાજ પુષ્કળ હોઇ અમે મોટે ભાગે પૈસાની લેવડદેવડ ચૅકથી જ કરીએ છીએ. અમારી પેઢીનાં બે બૅંકોમાં ખાતાં છે. એક ઓરીઍન્ટલ બૅંકમાં અને બીજું પાયોનીયર બૅંકમાં, પાયોનીયર બૅંક સાથે મોટી રકમની લેવડદેવડ હોય તો કામ પાડીએ છીએ પણ ઓરીઍન્ટલ સાથે હંમેશનો વહેવાર છે. રોજના ખરચની પરચુરણ રકમ પણ ત્યાંથી જ મંગાવીએ છીએ અને એ ખાતામાં બહુ બહુ તો પાંચ

૭ હજારથી વધારે રકમ હોતી નથી. આજે બપોરના એક કામમાં પાંચસો રૂપિયાની પ્રોમેસ્ટ ડ્યુટી ભરવાની હતી એટલે એટલી રકમનો ચૅક લખીને બૅંકમાં મોકલ્યો. એ પાછો ફર્યો એટલે કેશિયરની નવાઈનો પાર રહ્યો નહિ. એણે પોતાની બૅંકની શિલકની ચોપડી જોઈ તો એના હિસાબે બૅંકમાં ચાર હજાર આઠસો કરતાં વધારે રકમ શિલકે નીકળતી હતી. એટલી રકમ હોવા છતાં ચૅક શી રીતે પાછો ફર્યો તે એને સમજાયું નહિ. તેથી એ પોતે બૅંકમાં ગયો અને તપાસ કરી તો એને ખબર પડી કે અમારે ખાતે બૅંકમાં સવા ત્રણસો રૂપિયા જમે હતા. એના હોશકોશ ઊડી ગયા. એ મ્હારી પાસે આવ્યો અને એણે મ્હને વાત કરી, એટલે મ્હેં તમને ટેલીફોન કર્યો'

'બૅંકમાં પાસબુક મોકલી આપી છે?' જયંતે પૂછ્યું.

'એ લઈને કેશિયરને જ મોકલ્યો છે અને છેલ્લા દશેક દિવસનો હિસાબ લખવાનો છે એટલે એ આવતો પણ હશે.'

'ભલે.'

'તમારો શો અભિપ્રાય છે?'

'કોઈએ ચૅકમાં ફેરફાર કરીને વધારે રકમ લીધી હશે.' જયંતે કહ્યું.

'બનવા જોગ છે, પણ ખાસ કારણ સિવાય અમે બીજા કોઈને 'બૅરર' અથવા 'ઑર્ડર' નો ચૅક આપતા નથી. મોટે ભાગે ક્રૉસ કરીને જ આપીએ છીએ.' કનૈયાલાલ બોલ્યા.

''ક્રૉસ' ચૅક પણ ખાતામાં જાય અને એ ખાતાવાળો પૈસા વસૂલ કરીને નાસી જઈ શકે.' મ્હેં કહ્યું.

'એ ખરૂં પણ તેનો દાખલો તો રહેજ.' જયંત બોલ્યો.

'અને જે માણસ ચૅકની રકમમાં ફેરફાર કરી શકે તે ક્રૉસ પણ કાઢી શકે.' મ્હેં ઉમેર્યું.

એટલામાં પાસબુક લઈને કેશિયર આવી પહોંચ્યો. અમે

જોયું તો પાસબુકમાં સવાત્રણુસો રૂપિયા શીલકે બતાવ્યા હતા.

'ચૅકબુક લઇ આવો તો.' કનૈયાલાલે કૅશિયરને કહ્યું.

ચૅકબુક આવી એટલે અમે એક પછી એક ચૅકની રકમ તપાસવા માંડી તો H ૩૬૦૬૨૫ નંબરના ચૅકની રકમમાં અને પાસબુકમાં ઉધારેલી એ ચૅકની રકમમાં સાડાચાર હજારનો ફેર હતો. એ ચૅક ઇન્ડો જપાન ટ્રેડિંગ કંપનીને અપાયો હતો.

'ઇન્ડો જપાન ટ્રેડિંગ કંપની કયાં આવી?' મ્હેં પૂછ્યું.

'એ લોકો તમારા જૂના અસીલ છે?' જયંતે સવાલ કર્યો.

'એની ઑફિસ ક્રાફર્ડ માર્કેટ પાસે છે અને એની સાથેનો અમારો સંબંધ તાજો છે.' કનૈયાલાલ બોલ્યા.

'કેટલા વખતનો?'

'બે અઢી મહિના થયા હશે.'

'તો પછી એ લોકોનું જ આ કાવતરૂં છે.' મેં કહ્યું.

'એનો માલિક કોણ છે?' જયંતે પૂછ્યું.

'મહમદહુસૈન કરીને કોઇ છે.' કનૈયાલાલ બોલ્યા: 'ભારે વાતોડિયો છે. એ તાજેતરમાં જ જપાનથી પાછો ફર્યો હોઇ કેટલુંક લેણું હતું, તેના સંબંધમાં એ અમારી પાસે આવ્યો હતો.'

'લહેણું વસૂલ કરવામાં મદદ લેવા?'

'હા.' કનૈયાલાલે કહ્યું: 'એના વતી અમે ચારેક ઠેકાણે નોટિસો આપી હતી અને નોટિસ આપતાં જ અમને એ લોકો તરફથી ચૅક મળ્યા હતા.'

'અને એ નાણાં તમે એને આપ્યાં હતાં—'

'હા, અમે અમારી ફીની રકમ બાદ કરીને બાકીની રકમોના ચૅક આપ્યા હતા. છેલ્લો ચૅક અમને પાંચેક દિવસ પર મળ્યો હતો અને એનાં નાણાં તે જ દિવસે અમારે ખાતે જમે થયાં હતાં એટલે બીજે દહાડે અમે ઇન્ડો જપાન ટ્રેડિંગ કંપનીને ફીની રકમ બાદ કરીને ચૅક આપ્યો હતો.'

'એ કોણ લઇ ગયેલું?'

'મહમદહુસેન પોતે.'

'ઠીક, એણે લખાવેલી નોટસની નકલો તો હશે!'

'કેમ નહિ!' કનૈયાલાલ બોલ્યા અને પોતાના મૅનેજીંગ કલાર્ક પાસેથી ઇન્ડો જાપાન ટ્રેડિંગ કંપનીની ફાઇલ મંગાવીને અમને આપી.

'પણ મહમદહુસેન છે કે નહિ તેની તો તપાસ કરો.' મેં કહ્યું: 'એની ઑફીસ ખૂલ્લી છે કે નહિ તે તો જૂઓ.'

'પંખી માળામાંથી ઊડી ગયું હશે.' જયંત બોલ્યો.

'ચલિયાં પકડવાનો તમારો ધંધો છે એટલે શોધી કાઢજો.' કનૈયાલાલે હસતાં હસતાં કહ્યું.

'હાસ્તો, કેં છૂટકો છે!' જયંતે હસીને કહ્યું.

કનૈયાલાલની રજા લઇને અમે બન્ને ઓરીઍન્ટલ બૅંકમાં ગયા અને ત્યાં જઇને મૅનેજરને મળ્યા.

'કેમ આવવું પડયું, મી. જયંત?' અમણે પૂછ્યું: તેઓ જયંતને સારી રીતે ઓળખતા હતા.

જયંતે એમને કનૈયાલાલના ચૅકની વાત કરી અને પૂછ્યું:

'ઇન્ડો જાપાન ટ્રેડિંગ કંપનીનું આપને ત્યાં ખાતું છે ખરૂં?'

મેનેજરે તપાસ કરીને એ બાબતનો હકારમાં જવાબ આપ્યો: 'એને ખાતે બહુ જ નજીવી રકમ જમે છે.'

'એટલે કે કનૈયાલાલવાળો ચૅક એને ખાતે જમે થયા પછી એણે સારી જેવી રકમ ઉપાડી લીધેલી છે, એમ જ ને?' જયંતે પૂછ્યું.

'હાજી.' મૅનેજરે જવાબ આપ્યો.

'આપને હરકત ન હોય તો એ ખાતું મને બતાવશો?'

'મ્હારા એક મિત્ર તરિકે બતાવવા હરકત નથી. બાકી અમારા અસીલોનાં ખાતાં અમે બીજાને બતાવી શકીયે નહિ

—અલબત્ત, ખાસ સંજોગોમાં હાઇકોર્ટ એ બતાવવાનો હુકમ કરી શકે છે.' મૅનેજરે પોતે અમારાપર કેટલો મોટો ઉપકાર કરે છે તે અમારા લક્ષમાં આવે એ ઢબે કહ્યું અને પોતાના માણસ પાસે જે ખાતાવહીમાં ઇન્ડો જાપાન ટ્રેડિંગ કંપનીનું ખાતું હતું તે ખાતાવહી મંગાવી.

અમે બન્નેએ એનો હિસાબ જોયો.

છેલ્લા બે મહિનાથી એ હિસાબ ઉઘાડવામાં આવ્યો હતો અને એમાં ઝાઝી લેવડદેવડ થઇ ન હતી. જયંતે એની નકલ લઇ લીધી.

'હવે આપને હરકત ન હોય તો કનૈયાલાલવાળો ચૅક મ્હને આપવા કૃપા કરશો?' જયંતે પૂછ્યું.

'એક શરતે: આ કામની તપાસ કરીને તમારે એ તરત જ મ્હને પાછો આપવો પડશે.'

'ભલે.' જયંતે કહ્યું.

મૅનેજરે એ ચૅક મગાવી આપ્યો.

એના ઉપર કોઇ પણ જાતની છેકછાક કરવામાં આવી ન હતી. 'પાંચ હજાર પાંચસો વીસ ફક્ત' એ શબ્દો તથા 'રૂ. ૫૫૨૦—૦—૦ એ સાફ અક્ષરે લખેલું હતું અને 'ઇન્ડો જાપાન ટ્રેડિંગ કંપની'નું નામ જે અક્ષરો તથા શાહીથી લખાયું તે જ હસ્તાક્ષર અને તેજ શાહીથી રૂપિયાની રકમ તથા આંકડો લખાયલાં લાગતાં હતાં

ચૅક આપવા માટે મૅનેજરનો આભાર માનીને અમે રજા લીધી. રજા લેતી વખતે મ્હને યાદ આવ્યું કે ઇન્ડો જાપાન ટ્રેડિંગ કંપનીએ બૅંકમાં ખાતુ ઉઘડાવતા પહેલાં કોઇનું ઓળખાણ આપ્યું હોવું જોઇએ. એટલે જયંતનું મ્હેં એ વાત ઉપર ધ્યાન ખેંચ્યું.

જયંતે એ બાબત મૅનેજરને સવાલ કર્યો અને મૅનેજરે

તપાસ કરીને જવાબ આપ્યો કે એ રીતે એમણે 'એ. હબીબ' નું ઓળખાણ આપેલું. એ. હબીબ ઍક્સપોર્ટ ઇમ્પોર્ટના વેપારી હોઇ ચર્ચગેટ સ્ટ્રીટમાં ધંધો કરતા હતા.

ઓરીઍન્ટલ બૅંકમાંથી નીકળી અમે એ. હબીબને ત્યાં ગયા. એ. હબીબની પેઢીના મુખ્ય ભાગીદાર અબ્દુલઅલી જાપાન ગયા હતા અને મી. હબીબ બહાર ગયા હતા, પણ થોડા વખતમાં પાછા ફરશે એમ એમના માણસે કહ્યું. અમે બહાર નીકળતા હતા ત્યાં મી. હબીબ આવી લાગ્યા. જયંતે એમને પોતાનું કાર્ડ આપ્યું.

'આપનું જ નામ મી. જયંત કે!' એમણે શેકહૅન્ડ કરતાં કહ્યું: 'આપને મળવાથી ઘણો આનંદ થયો. નામ તો ઘણા વખતથી સાંભળ્યું હતું પણ પ્રત્યક્ષ તો આજે જ જોયા. બોલો સાહેબ! કેમ પધારવું થયું છે?'

'તમે ઇન્ડો જાપાન ટ્રેડિંગ કંપનીવાળા મી. મહમદહુસેનને ઓળખો છો ખરા?' જયંતે અમે જે કામે ગયા હતા તેને લગતો જ સવાલ પૂછયો.

'મહમદહુસેન! હાં...એ ભાઇ અબ્દુલઅલી શેઠની ભલામણ લઇને આવ્યા હતા કે એવણ ઘણે વર્ષે મુંબાઇ આવે છે અને જાપાનમાં અબ્દુલઅલી શેઠને ઘણા મદદગાર થઇ પડ્યા હતા, માટે મ્હારે એવણને ઘટતી મદદ કરવી.'

'પછી—'

'એવણને બૅંકમાં ખાતું ખોલવું હતું તેને માટે મ્હારી ભલામણ જોઇતી હતી એટલે મ્હેં બૅંકના ફૉર્મ પર સહી કરી આપી.'

'એ સિવાય બીજો કંઈ સંબંધ છે?'

'બિલકુલ નહિ.'

'અબ્દુલઅલી શેઠે મોકલેલા પત્રમાં એમને માટે બીજું

કંઇ લખેલું ખરૂં ?'

'નહિ રે! એ તો ખપ પૂરતું જ લખવાની ટેવવાળા છે.'

'ભલે, મ્હને એ ભલામણપત્ર આપશો ! મ્હારે એનું કામ છે.'

'બીજું કોઇ હોત તો ના કહેત, પણ આપને ના નથી કહી શકતો.' એમ કહીને મી. હબીએ તરત જ એ ભલામણ-પત્ર કઢાવી આપ્યો.

એ લઇને અમે પ્રિન્સેસ સ્ટ્રીટને અમારે રહેવાને ઠેકાણે પાછા ફર્યા.

જયંતે પંડિતજીને બોલાવીને બધી વાત કહી અને કેટલીક સૂચનાઓ કરી.

માણશંકર પંડિતજી અમારા પરમ મિત્ર હોઇ ગુન્હા-શોધનમાં ભારે રસ લેતા હતા. ગુન્હેગાર દુનિયાનું એમનું જ્ઞાન અજબ હતું.

કોઇ વ્યક્તિ ભારે ઉથલપાથલ કરીને એકાએક ગેબ થઇ જાય અને એને શોધી કાઢવી હોય, ગુન્હેગાર દુનિયામાંથી એનો પત્તો લગાડવો હોય તો પંડિતજીને એ કામ સોંપવું. પંડિતજીનું ખાતું કામે લાગી જશે અને એ વ્યક્તિનો પત્તો મેળવી આપશે. એમણે પોતાના વિશ્વાસુ માણસોને એવી રીતે રોકયા હતા કે એમને ગુન્હેગાર દુનિયાની બાતમી મળ્યા કરે.

જયંતે પંડિતજીને મહમદહુસેનનો પત્તો મેળવવાનું કામ સોંપ્યું.

ઇન્ડો જાપાન ટ્રેડિંગ કંપનીની ઑફિસમાં જઇને એને લગતી બની શકે એટલી માહિતી મેળવવાની જયંતે મ્હને સૂચના કરી.

કાફર્ડ માર્કેટની આજુબાજુ તપાસ કરતાં મ્હને જણાયું કે એ નામની કંપની અમુક મકાનમાં પહેલે માળે હતી ખરી,

પણ હવે છે નહિ. એનું પાટિયું પણ ઉપડી ગયું હતું.

એ મકાનના ભૈયાને પૂછતાં જણાયું કે એ કંપનીએ એ જગ્યા ખાલી કરી હતી અને પછી તેઓ ક્યાં ગયા હતા તેની એને ખબર ન હતી.

વધારે તપાસ કરતાં ખબર પડી કે મીસ પરેરા કરીને એક ટાઇપીસ્ટ એ કંપનીમાં નોકરીએ રહી હતી અને તે હવે બીજે ઠેકાણે કામ કરતી હતી.

મ્હેં એનું ઠેકાણું શોધી કાઢ્યું અને તે સ્થળે હું એને મળ્યો.

એને ઇન્ડો જાપાન ટ્રેડિંગ કંપનીના કામ બાબત મ્હેં પૂછ્યું એટલે એણે જવાબ આપ્યો :

'ખરૂં પૂછો તો એ લોકોને ત્યાં કંઈ કામ જ ન હતું, પણ અમે તે ટાઇપ કરવાનું મ્હને કહેવામાં આવતું હતું.'

'કંપનીનો જાપાન સાથે વેપાર હતો ?'

'વેપાર શાનો ને વાત શાની !'

'તમારો પગાર તો તમને મળ્યો છે ને ?'

'એ બાબતનો વાંધો ન હતો.'

બીજે દિવસે જયંતે મ્હને ત્રણ ચાર કાગળો લઇને એની પાસે મોકલ્યો. એમાં કનૈયાલાલને નોટિસના જવાબ તરિકે આવેલા કાગળો હતા અને અબ્દુલઅલીએ ભલામણ તરિકે આપેલો મી. હબીબ ઉપરનો પત્ર પણ હતો.

'આ બધા કાગળો એક જ મશીન ઉપર ટાઇપ થયેલા લાગે છે.' જયંતે કહ્યું. 'અને હું ભૂલતો ન હોઉં તો એ બધા મીસ પરેરાએ જ ટાઇપ કર્યા છે. તું એ વાતની એને પૂછીને ખાત્રી કરી આવજે.'

'ભલે.'

એ કાગળો લઇને હું મીસ પરેરાને મળ્યો.

એણે કબૂલ કર્યું કે એ બધા કાગળો એણે મી. મહમદ-

હુસેનના કહેવાથી જ ટાઈપ કર્યા હતા અને એમને આપ્યા હતા.

મી. મહમદહુસેન ક્યાં હતા અને શાથી એમણે પેઢી બંધ કરી તેની એને લેશ માત્ર પણ ખબર ન હતી. એમણે પેઢી બંધ કરી તેને આગલે દિવસે સાંજે જ એને ખબર આપી અને બે મહિનાનો પગાર એને તે જ વખતે આપ્યો અને પોતે અચાનક બહારગામ, લાંબા વખતને માટે જતા હોવાથી દિલગીરીની સાથે રજા આપે છે એમ તેને કહ્યું.

કનૈયાલાલવાળો ચૅક એ પોતે જ ખાતામાં ભરી આવી હતી અને એ સીકારાયા બાબતની તપાસ પણ એણે જ કરી હતી.

મહમદહુસેને વળતે દિવસે બૅંકમાંથી કેટલા પૈસા મંગાવ્યા તેની એને ખબર ન હતી. તેઓ પોતે જ બૅંકમાં ગયા હતા અને ત્યાંથી આવીને તરત જ એને બે માસનો પગાર આપીને નોકરીમાંથી મુક્ત કરી રજા આપી હતી.

આ તરફ મ્હારી તપાસ ચાલતી હતી અને બીજી બાજુ જયંત ચૅક ઉપર કંઈ કંઈ પ્રયોગ કરી રહ્યો હતો. એ અને બીજા કાગળો ઉપર પણ એણે જાતજાતનાં રસાયણોનો ઉપયોગ કરીને કંઈક શોધી કાઢ્યું હોય એમ એની હીલચાલ ઉપરથી લાગતું હતું. એ વચ્ચે ફીંગર પ્રીંટ બ્યુરોમાં પણ જઈ આવ્યો અને અમારા મિત્ર રામરાય બક્ષી જેઓ પોલિસ ખાતાના બાહોશ સુપરિન્ટેન્ડન્ટ ગણાતા હતા તેમને પણ મળી આવ્યો.

એ ઉપરાંત એણે પંડિતજીને પણ અમુક સૂચનાઓ કરી હતી અને એણે તથા પંડિતજીએ મળીને મહમદહુસેનને પકડવાનું છટકું ગોઠવ્યું હોય એમ મ્હને લાગતું હતું.

જયંત કઈ પદ્ધતિએ કામ લે છે તે હરઘડીએ કહેવાનું પસંદ કરતો નથી. વખત આવ્યે એ બધી વાતનો સંપૂર્ણ સ્ફોટ કરે છે. એટલે હાલ તો શાંતિથી એ જે કરે તે જોવાનો અને ધીરજ રાખીને થોભવાનો એક જ સોનેરી માર્ગ મ્હારે

માટે હતો. 

પાંચેક દિવસ બાદ જયંતે મ્હને તૈયાર રહેવાને કહ્યું. અમે ત્રણે જણ સાથે જ બહાર ગયા. અને જયંતની સૂચના પ્રમાણે મ્હેં અમારા એક મિત્રની ઑફીસમાં મ્હારી બેઠક લીધી. જયંત મ્હારી સામે જ બેઠો હતો અને પંડિતજી કોઈની રાહ જોતા બહાર ઉભા રહ્યા હતા.

થોડી વાર થઈ એટલામાં રામરાય બક્ષી પોતાના એક વિશ્વાસુ માણસ સાથે આવી પહોંચ્યા અને જયંતની સૂચનાથી એમણે બાજુના ખંડમાં બેઠક લીધી.

શું કરવાનું હતું તેની મ્હને સૂચના આપી દીધી. પંદરેક મીનિટ થઈ હશે ત્યાં પંડિતજીની સાથે એક મુસલમાન ગૃહસ્થ અંદર આવ્યો. એનો પોષાક અપ–ટુ–ડેટ હતો. એણે ફેઝ ટોપી પહેરી ન હોત તો એ મુસલમાન છે કે કેમ એ પણ કહેવું મુશ્કેલ હતું.

'આ મ્હેં વાત કરી હતી તે મી. ફાજલભાઈ,' પંડિતજીએ જયંત સાથે એમનું ઓળખાણ કરાવતાં કહ્યું: 'અને આ શેઠ નથુભાઈ.' પંડિતજીએ ફાજલભાઈ પાસે જયંતને નથુભાઈના નામે ઓળખાવ્યો.

'ભલે, તમે એમને બધી વાત કરી છે ને?' જયંતે પંડિતજીને પૂછ્યું.

'હાજી.' પંડિતજી બોલ્યા.

'અમારે એક વીલમાં થોડો ફેરફાર કરાવવો છે તે કરી આપશો?' જયંતે પૂછ્યું.

'જરૂર.' ફાજલભાઈએ કહ્યું. 'પણ એના પ્રમાણમાં મ્હને તમારે બદલો આપવો પડશે.'

'આપીશું.'

'કેટલો? વીલમાં ફેરફાર કરવાથી તમને એક લાખ

રૂપિયાનો ફાયદો થાય એમ છે એવું તમારા મિત્ર કહે છે, એટલે એના તરફ જોતાં પાંચ હજારની રકમ ઘણી જ નજીવી છે.'

'પણ તમે કહો તો હજારેક વધારે—'

'એમ નહિ, દસ પૂરા કરી આપો.' ફાજલભાઈએ પોતાની માગણી રજૂ કરી.

'એ તો બહુ થઈ જાય.'

'કૈં નહિ. હવે.' મ્હેં વચ્ચે પડીને કહ્યું: 'સારામાં સૌનો યે લાભ છે. આપણે આટલું મેળવી યે તો ફાજલભાઈને દસ હજાર આપવામાં આનાકાની કરવાની જરૂર નથી.'

'ભલે ભાઇ! એમ કરો.'

'પણ ફાજલભાઇ! તમારી પાસે એ દવા છે ખરી? એનાથી લખાણ બિલકુલ ડાઘડુઘ વગર સાફ થઈ જાય છે ખરૂં?' મ્હેં પૂછ્યું.

'એ વાતની આપને શંકા છે?' ફાજલભાઈએ સવાલ કર્યો. 'એનો પ્રયોગ જોવો છે?'

'બતાવો તો જોઈએ.' મ્હેં કહ્યું: 'જીવ્યા કરતાં જોયું ભલું. કેમ નથુભાઇ! ખરી વાતને?'

'હાસ્તો.' જયંતે ઉમેર્યું.

'તો પછી ફાજલભાઇ! એક કાગળ પર એ દવા લગાડીને અમને બતાવોને.' પંડિતજીએ કહ્યું.

અને મ્હેં ટેબલ પરથી એક લખેલો કાગળ ઉપાડીને ફાજલભાઇને આપ્યો.

ફાજલભાઇએ પોતાના ખીસ્સામાંથી નાની સરખી શીશી કાઢી, અને પોતાના ગજવામાંથી એક નાનું સરખું બ્રશ કાઢ્યું. શીશી ઉઘાડીને પેલું બ્રશ એમણે લખેલા અક્ષરો પર ફેરવ્યું એટલે એ અક્ષરો ઊડી ગયા અને કાગળ કોરો થઈ ગયો. એના પર બિલકુલ ડાઘાડુઘી પણ ન રહી.

અમારો આ પ્રયોગ ચાલતો હતો ત્યાં ધીરે રહીને રામરાય બક્ષી અને એમનો વિશ્વાસુ માણસ મ્હારી તથા ફાજલભાઇની પાછળ ગોઠવાઇ ગયા અને એમણે ફાજલભાઇની ધરપકડ કરી.

પોતે આ રીતે એકાએક ફસાઇ જવાથી ફાજલભાઇની નવાઇનો પાર રહ્યો નહિ.

'તમને મી. કનૈયાલાલ સોલીસીટરને અને ઑરીએન્ટલ બૅંકને ફૉર્જરી કરીને ઠગવાના આરોપ માટે પકડું છું.' રામરાય બોલ્યા.

'એ કામ મ્હારૂં નથી.' ફાજલભાઇએ કહ્યું.

'તે જોયું જશે, મી. મહમદહુસેન! તમારે માટે મુંબઇની સી. આઇ. ડી. ઘણા વખતથી તપાસ કરે છે અને આ નહિ પણ આવા તો એક ડઝન આરોપ તમારા માટે તૈયાર છે, સમજ્યા?' રામરાય બોલ્યા.

'તે કોર્ટમાં રજૂ કરજો.'

રામરાય એને પોલિસ ચોકીમાં લઇ ગયા અને લૉકઅપમાં પૂરી દીધો.

જયંતે કનૈયાલાલને ખબર આપી એટલે અમે પ્રિન્સેસ સ્ટ્રીટને અમારે મકાને પહોંચ્યા એટલામાં એ ત્યાં આવી લાગ્યા.

'એને શી રીતે પકડ્યો?' કનૈયાલાલે પૂછ્યું.

'ચલિયાં પકડવાનો તો મારો ધંધો છે.' જયંતે હસતાં હસતાં જવાબ આપ્યો.

'હા ભાઇ હા!'

'સૌથી પહેલી શરૂઆત મ્હેં તમારા ચૅકથી કરી. 'ફ્યુમીંગ પ્રોસેસ' થી એની તપાસ કરી તો એના ઉપર લખેલી મૂળ રકમ તરત જ મળી આવી. દરેક જાતની શાહીમાં અમુક રસાયણિક દ્રવ્યો હોય છે અને તે કાગળમાં ભળી જાય છે, તેમ જ બીજા કોઇ પણ પ્રયોગથી લખાણ કાઢી નાંખવામાં

આવે તો પણ અંદરખાને તો એ કાગળમાં ભળેલાં અને પ્રસરીને ઓતપ્રોત થઇ ગયેલાં રહે છે. એમનું અસ્તિત્વ નરી આંખે દેખાતું નથી પણ એ અસ્તિત્વ સાબીત કરવા માટે જે પદ્ધતિની શોધ થઇ છે તેને 'ફ્યુમીંગ પ્રોસેસ' કહે છે. બીજી તપાસ મ્હેં એના ઉપર અને બીજા કાગળો ઉપર મહમદહુસેનનાં આંગળાંના નિશાન મળી આવે તો તે મેળવવા માટે કરી અને તેમાં પણ મ્હને સફળતા મળી. એ નિશાન લઇને હું ફીંગર પ્રીન્ટ બ્યુરોમાં ગયો અને ત્યાંથી એને મળતાં આવતાં પ્રીન્ટ મેળવી શકયો. તે પછીથી રામરાયને મળ્યો. એમણે એ ભાઇ સાહેબનો ઇતિહાસ મ્હને કહી સંભળાવ્યો. એનું ખરૂં નામ ફાજલભાઇ હતું અને એણે જુદે જુદે નામે અનેક કંપની-ઓ કાઢી હતી તથા બહુ જ સીફતથી લોકોને ઠગ્યા હતા. ખોટી સહીઓ, બનાવટી દસ્તાવેજો, અને જાત જાતની ફૉર્જરી-ઓ એ એનો મુખ્ય ધંધો હતો. એક કામ કરતા પહેલાં એ હંમેશાં પુરતી તૈયારી કરતો અને બધી બાબતનો વિચાર કરીને પગલું ભરતો; એટલે એ પોલિસના હાથમાં આવી શકતો નહિ.

'હવે તમારો ચૅક મેળવવા માટે એણે શું કર્યું તે જોઇએ. એણે સૌથી પહેલાં એ હકીમવાળા મી. અબ્દુલઅલી જપાન ગયા છે તે બાબતની ખબર મેળવી અને એમના નામનું બનાવટી ભલામણપત્ર બનાવ્યું તેમ જ તે લઇને મી હકીમને મળ્યો અને પછી તેણે ઓરીઍન્ટલ બૅંકમાં ખાતુ ઉઘાડયું. એ ઉઘાડ્યા પછી ચાર પાંચ દિવસે એ તમારે ત્યાં આવ્યો અને બે નોટિસો લખાવી. આવું સારૂં ફળ મળવાથી તમે પણ ખુશ થયા અને બે નવા દાવા લડવાના વિચારે તમને આનંદ થયો—'

'હા ભાઇ! હા!' કનૈયાલાલ હસતા હસતા બોલ્યા: 'એ તો મારો ધંધો છે.'

'હાસ્તો. એ નોટિસના જવાબ એણે લખ્યા અને ગમે તે રીતે એણે બે ચૅક રોકડા પૈસા આપીને મેળવ્યા અને તમને મોકલી આપ્યા. એ દરમ્યાન બીજી બે નોટિસ લખાવી અને તેના પણ એ રીતે જવાબ તથા નાણાં મોકલાવ્યાં. એ રકમો તમે તમારી ફી કાપી-લઇને—દરેક નોટિસના દસ દસ રૂપિયા તમે પણ કાપી લીધા છે!—મહમદહુસેનને આપી. પહેલા બે ચૅક એણે પોતાના ખાતામાં ભર્યા અને ત્રીજો ચૅક ભરતા પહેલાં એના ઉપરનું લખાણ ફેરવી નાંખ્યું. તમારા કૅશિયરના અક્ષરની નકલ કરતાં એ શીખી ગયો હતો એટલે એણે એ હવે બીજી રકમ ભરી અને બૅંકમાં ચૅક પોતાના ખાતામાં જમે કરવા મોકલી આપ્યો. એ જમે થવાની ખાત્રી થઇ એટલે બીજે દિવસે એણે પોતાના ખાતાની લગભગ બધી રકમ ઉપાડી લીધી અને પોતાની ઑફિસ બંધ કરીને ઇન્ડો ટ્રેડિંગ કંપની તથા મહમદહુસેનના નામને તિલાંજલિ આપી.

'આટલી હકીકત મળ્યા પછી અને એનો પૂર્વ ઇતિહાસ જાણ્યા પછી મ્હેં પંડિતજી મારફત ગુન્હેગાર દુનિયામાં તપાસ કરાવી અને પંડિતજીની ત્યાંની લાગવગને આધારે એનો પત્તો મેળવવામાં અમને ઝાઝી મુશીબત ન નડી. પછી અમે એક છટકું ગોઠવ્યું અને મ્હારા કાકાના વીલમાં અમુક ફેરફાર કરવાથી મ્હને એક લાક રૂપિયાનો ફાયદો થાય એમ છે અને એ કામ મી ફાજલભાઇ સિવાય બીજું કોઇ કરી શકે એમ નથી એટલે એ કહે તે રકમ બે પાંચ હજાર સુધી અથવા તેથી યે વધારે આપવાની અમે વાત કરી. પંડિતજી એને મળ્યા. એણે દસ હજાર માગ્યા અને તે પણ એમણે અપાવવાની લાલચ આપી. અમે મળવાનો વખત નક્કી કર્યો અને એને પંડિતજીએ લખેલા અક્ષરો કાઢી નાખીને કાગળ કોરો કરવા માટે એ જે દવા વાપરતો હતો તે પોતાની સાથે રાખવાની સૂચના કરી.

તે લઇને એ મળવા આવ્યો અને અમારી સાથે વાટાઘાટ કરીને દસ હજારની રકમ નક્કી કરી. પછી એણે અમારી રૂબરૂ લખેલા અક્ષરો કાઢી નાખવાનો પ્રયોગ કરી બતાવ્યો, ત્યાં તો રામરાયે આવીને એ ચલિયાને પકડીને પાંજરામાં પૂરી દીધું.'

'અને હવે એને સેશન્સ કમીટ થઇને હાઇકૉર્ટમાં આવ્યા વિના છૂટકો નથી!' પંડિતજી બોલ્યા.

'એ તો તમારા અખત્યારની વાત થશે, ત્યારે એની પાસેથી ચૅક માગી લેજો.' મ્હેં હસતાં હસતાં કહ્યું.

'જોઇશું.' કનૈયાલાલે હસીને જવાબ આપ્યો.

* * * *

તે પછી મ્હારી નોંધ છે કે ફાજલભાઇ સામે સેશન્સમાં કામ ચાલ્યું અને એને સાત વર્ષની સખત મજૂરી સાથની શિક્ષા થઇ.



# તાંડવનૃત્ય

એકાગ્ર ચિત્તે જયંત ઘણા વખતથી એના ટેબલ પર નમીને એક નળીમાંના કંઈક રસાયણિક પ્રવાહીને તપાસતો તથા તેમાં કંઈક ઉમેરવાથી થતા ફેરફારો નિહાળતો બેઠો હતો. મ્હારા તરફ એની પીઠ હતી અને એ એના કામમાં મશગુલ હોય ત્યારે એને–બોલાવવાનો કે છેડવાનો મ્હારો રિવાજ નથી.

'ત્યારે નટવર!' એકાએક એણે મ્હને કહ્યું. 'તારો વિચાર સાઉથ ઇન્ડીયન સીકયુરીટીમાં નાણા રોકવાનો નથી ખરૂં ને?'

મ્હને ઘણી જ નવાઇ લાગી. મ્હારા મનના વિચાર જયંત શી રીતે કળી ગયો તે સમજાયું નહિ. એની પ્રતિભા અને સર્ગશકિત વિષે મ્હને સુંદર અનુભવ હતો છતાં એકાએક એ વિચાર એ શી રીતે જાણી શકયો હશે તે મ્હારી કલ્પનામાં પણ આવી શકયું નહિ. મ્હારા જેવા એના મિત્રને પણ એથી આશ્ચર્ય ઉપજે તો બીજાની તો વાત જ શી કરવી?

'એ બાબતની તને શી રીતે ખબર પડી?' મ્હેં પૂછ્યું.

હાથમાં નળી સાથે એ મ્હારા તરફ ફર્યો અને હસીને બોલ્યો: 'નટવર, કેવો આબાદ પકડાઇ ગયો! ખરી વાતને?'

'હાસ્તો.'

'તારી પાસે લખાવી લેવું જોઇએ.'

'કેમ?'

'કારણકે પાંચ મીનિટ પછી તું જ કહીશ કે એમાં કાંઇ નવાઇ જેવું ન હતું. સાવ સાદી વાત હતી!'

'મ્હારી ખાત્રી છે કે એવું હું નહિ કહું.'

'જોને, નટવર!' એક પ્રૉફેસર પોતાના ક્લાસમાં ભાષણ કરતો હોય એ ઢબે એણે મ્હને કહેવા માંડ્યું. 'એક બીજાને સુસંગત એવી કલ્પનાની પરંપરા ગોઠવવી અઘરી નથી, એ તો તું કબૂલ કરશે. એવી રીતે સાદા બનાવોની કડીઓ સાંભળીને સફળ અનુમાન ખરી શકાય છે એવો તારો પણ અનુભવ નથી એમ તો ન જ કહી શકાય. હવે એ કલ્પનાની સીડીનું પ્હેલું અને છેલ્લું પગથીયું એકદમ જો કોઇને કહેવામાં આવે તો જરૂર આશ્ચર્યકારક પરિણામ આવ્યા સિવાય ન રહે. તારી બાબતમાં પણ એમ જ બન્યું છે. તારો અંગુઠો અને પહેલી આંગળી જોઇને હું કહી શકું છું કે તારો વિચાર 'સાઉથ ઇન્ડીયન સીકયુરીટી'માં નાણાં રોકવાનો નથી.'

'એ બે વચ્ચે મ્હને તો કાંઇજ સંબંધ દેખાતો નથી.'

'બનવા જોગ છે પણ મ્હારી કલ્પના પરંપરાને એ બે વચ્ચે સંપૂર્ણ સંબંધ છે. એ બે બનાવો વચ્ચેની કડીઓ આ પ્રમાણે છે; એક તો ગઇ કાલે રાત્રે જ્યારે તું કલબમાંથી આવ્યો ત્યારે તારા અંગુઠા અને પહેલી આંગળી વચ્ચે ચૉકની લાકડી ઝાલવાનું નિશાન હતું. બીજું જ્યારે તું બીલીયર્ડ રમે છે ત્યારે જ ખાસ કરીને કલબમાં ચૉકનો ઉપયોગ કરે છે.

ત્રીજું, નરોતમદાસ સિવાય બીજા કોઇ જોડે ભાગ્યે તું બીલીયર્ડ રમે છે. ચોથું, થોડા દિવસ પર તેં કહ્યું હતું કે નરોતમદાસ સાઉથ ઇન્ડીયન સીકયુરીટીમાં નાણું રોકવાની સલાહ આપે છે અને તેમાં એનો હિત સંબંધ છે. બને તો તને ભાગીદારીમાં લેવાની પણ એણે ઇચ્છા બતાવી હતી. પાંચમું, આજે નાણું રોકવાની મુદત પુરી થાય છે. છઠું, તારી ચૅકબૂક મ્હારા ખાનામાં છે અને તેં તે માગી નથી અને સાતમું, અનુમાન એ કરી શકાય છે કે તારો વિચાર સાઉથ ઇન્ડીયન સીકયુરીટીઝમાં નાણાં રોકવાનો નથી. હવે સમજાયું?'

'કેટલી સાદી ને સરળ વાત છે!' હું બોલી ઊઠ્યો.

'એ તો મ્હેં કહ્યું જ હતું.' હસીને જયંતે કહ્યું. 'કે તું એમ જ કહેવાનો. તને સમજાવીએ એટલે દરેક વાત સાદી ને સરળ જ થઇ જાય છે! કહ્યું છે ને કે જાણ્યો કોયડો કોડીનો. ચાલ જોઇએ, આ એક નવો કોયડો છે. જો તો ખરો એનો કાંઇ તને ઉકેલ જડે છે?' એમ કહીને ટેબલની એક બાજુએથી કાગળનો એક કકડો મ્હને આપીને એ એના રસાયણિક પ્રયોગમાં ગુંથાયો.

મ્હેં કકડો હાથમાં લીધો. એનાપર કાઢેલા વિચિત્ર લીટા જોઇને એ કોઇ પોરિયાએ નવરાશની વખતે આડા અવળા લીટા કરેલા ધારીને બોલ્યો:

'એ કોઇ ચેકુસનું કામ લાગે છે. જયંત!'

'એમકે? તારૂં એવું અનુમાન છે?'

'બીજું શું હોય ત્યારે!'

'ઠીક. ભાણપુરનો જાગીરદાર દયાળજી દેશાઇ એ શું છે તે જાણવા બહુ આતુર છે. એ એણે ટપાલમાં મોકલી આપ્યું છે અને એ પોતે હમણાં આવવાનો છે. એની ગાડીનો ટાઇમ થયો છે અને હવે એ આવવો જોઇએ. જોતો ખરો, કોઇ ઘંટડી વગાડે

છે. વખતે એ જ હશે.'

અને તરત જ એક ખડતલ બાંધાનો, ઊંચો અને ભરાવદાર શરીરવાળો, પચીસેક વરસનો, ખાદીનો કોટ અને ટોપી પહેરેલો જુવાન માણસ અમારા ખંડમાં આવ્યો. મુંબાઇનાં પાણી આ જવાને ઝાઝાં ચાખેલાં હોય એવું એના ચ્હેરા પરથી જણાતું ન હતું. એ ખુરસીપર બેઠો તેવી જ એની નજર પેલા વિચિત્ર લીટાવાળા કાગળના કકડાપર પડી. મ્હેં એ એઇને ટેબલપર જ મૂક્યો હતો.

'આપનો શો અભિપ્રાય છે? મી. જયંત! બધા કહે છે કે તમને આવી બાબતનો ઘણો શોખ છે અને આવી બાતના ભેદ તમારા સિવાય બીજું કોઇ ઉકેલી શકે એમ નથી. તમને પણ આથી વધારે ભેદી કાગળ કદી મળ્યો હોય એમ હું નથી ધારતો. એ તમે એઇને કાંઇક અનુમાન કરી શકો એ હિસાબે મ્હેં આગળથી ટપાલમાં મોકલાવ્યો હતો. તમે એ એઇ તો ગયાને?'

'જરૂર. એ ઘણો ભેદી કાગળ છે એની તો ના ન જ પડાય.' જયંતે કહ્યું. 'પહેલી નજરે તો કોઇ છોકરાએ લીટા કાઢ્યા હોય એવું જણાય એવી એની ગોઠવણી છે. તાંડવ નૃત્ય કરતાં માણસોના આડાઅવળા લીટા કાગળપર કાઢેલા છે એટલે કોઇએ પોતાની ફુરસદનો ગેરઉપયોગ કર્યો હોય એવું લાગે, પણ તમે એને એટલું બધું મહત્વ કેમ આપો છો?'

'હું નથી આપતો મી. જયંત! પણ મ્હારી પત્ની–જયા-ગૌરી એનાપર વધારે પડતું ધ્યાન આપે છે. એ તો એને મ્હોત જેટલું ભયંકર ગણતી જણાય છે. એ કાંઇ કહેતી નથી પણ એનો ચહેરો જ કહી આપે છે કે એનાપર ભયનાં વાદળ ઘેરાઇ રહ્યાં છે. તેથી તો એ શું છે તે હું જાણવા માગું છું.'

જયંતે સૂર્યપ્રકાશ કાગળપર પડે એવી રીતે ધરીને એને એયો. એક નોટબૂકમાંથી ફાડી લીધેલા પાનપર પેનસીલથી નીચે

સુજનનું એનાપર ચિતરામણ હતું:



જયંતે એ થોડીવાર જોઇને ગડી વાળીને પોતાના પાકીટમાં મૂકયું.

'આ ઘણો જ નવાઇ ભરેલો કેસ લાગે છે.' એણે કહ્યું. 'તમે કાગળમાં ઘણું જ ટુંકાણમાં લખ્યું હતું મી. દેશાઇ, પણ એ બધી વિગતો જરા વિગતવાર સમજાવો તો મ્હને અને ખાસ કરીને મ્હારા મિત્ર ડૉ. નટવરને કામ કરતાં ફાવે.'

'જેવી આપની મરજી.' એમ કહીને પોતાના બે હાથ એક-બીજામાં ભરાવી અમારા અસીલે પોતાની વાત શરૂ કરી: 'જો કોઇ આપને બરાબર ન સમજાય તે ખુશીથી પૂછજો એટલે હું પુરતો ખુલાસો કરીશ. પહેલાં તો અમારી જાગીર વિષે કહી લઉં. બાણપુરમાં અમારી બાપદાદાની જાગીર છે પણ આવક સાધારણ છે અને વર્ષો થયાં કુળવાન કુટુંબ ગણાવાથી અમે ખરચમાં ઘણા ઘસાઇ ગયા છીએ. અમારામાં પરઠણ અને એવા કુળવાનશાહીને લગતા ઘણા જૂના રિવાજો છે પણ મ્હને મૂળથી જ એ બાબતમાં તિરસ્કાર છે. બીજું હું એક રીતે ઉગ્ર સુધારક છું એટલે નાતમાં મ્હારૂં નામ જરા વાયડુ છે પણ તેની મ્હને ઝાઝી પરવા નથી. આ કારણોને લીધે મ્હારી પુખ્ત ઉમર થવા છતાં મ્હેં લગ્ન કર્યું ન હતું. મ્હારાં માતા પિતા પણ મ્હારા વિચારને મળતાં હતાં એટલે ત્રણેક વર્ષપર એ મરણ પામ્યાં ત્યાં સુધીમાં તો અનેક માગાં એમણે પાછાં ઠેલ્યાં હતાં. અને મ્હને પણ મ્હારૂં મન ગોઠે નહિ ત્યાં સુધી પરણવાની ઇચ્છા ન હતી.

'ગઇ સાલ કાંઇક કામને અંગે મ્હારે મુંબાઇ આવવાનું થતાં હું સૅન્ડહર્સ્ટ રોડપર આવેલી એક જાણીતી લૉજમાં ઉતર્યો હતો. ભાગ-

એગે તેજ અરસામાં આફ્રિકાથી અમારી જ નાતની અરાક ઓગણીસ વર્ષની એક ચબરાક બાળા આવીને એજ લૉજમાં રહી હતી. એ અમારી નાતની હતી અને વર્ષો થયાં એનાં માબાપ આફ્રિકામાં રહેતાં હતાં તેમજ એનો જન્મ પણ ત્યાંજ થયો હતો. થોડા વખત પર એનાં માબાપ મરણ પામ્યાં હતાં એટલે એ દેશમાં આવી હતી. મુંબાઇમાં કાંઇ ઓળખાણ ન હોવાથી સાથેના ઉતારૂમાંનું કોઇ ઓળખીતું સૅન્ડહર્સ્ટ રોડ-વાળી હિંદુ લૉજમાં ઉતર્યું હોવાથી એ પણ ત્યાંજ ઉતરી હતી અને મુંબાઇ જોવાના મોહે રોકાઇ હતી. મ્હારૂં કામ પણ તરત આટોપાય એવા પ્રકારનું ન હોવાથી મ્હારે પણ રોકાવા સિવાય છૂટકો ન હતો.

'એ અજાણી બાળાનો નસીબયોગે મ્હને પ્રસંગ પડ્યો અને અમે થોડા દિવસમાં એક બીજા સાથે હળી ગયાં. અલબેલી મુંબાઇ નગરીમાં અમે કલાકોના કલાકો સાથે ફરવામાં ગાળ્યા. મ્હારૂં કામ આટોપાઇ ગયા છતાં યે હું વધારે રોકાયો અને અમે સાથે હૅંગીંગ ગાર્ડન્સ, ચોપાટી, વાલકેશ્વર, પાલવા, એલીફન્ટા, વિક્ટોરીયા ગાર્ડન્સ, જુહુ તથા કૅનેડી બ્રિજ વગેરે સ્થળે ખૂબ ફર્યાં. એકાદ લટાર લોનાવલા સુધી પણ મારી આવ્યાં અને કાર્લા તથા ભાજાની ગુફાઓ પણ જોઇ આવ્યાં. ધીરે ધીરે અમારી મૈત્રી સૌ જુવાનોની મૈત્રી જે રીતે પરિણમે છે તે પરિણામ પામી

'અમારા બે વચ્ચેની સ્નેહની શરૂઆત થઇ અને એક બીજાની પરણવાની સ્વયંભુવૃત્તિ જન્મી. હું ઉગ્ર સુધારક હતો અને એવું પગલું ભરીને નાતને બતાવી આપવાની મ્હારી વૃત્તિ હતી તે તો હું કહી ગયો છું એટલે જયાગૌરી સાથે લગ્ન કરવામાં એવું પગલું ભરવાનું મળશે એ પણ મ્હને એક જાતનો આનંદ હતો. અમારા બન્નેનો સ્નેહ સંપૂર્ણ વિકાસ પામેલ

હતો અને એક પુરૂષ જેટલી આતુરતાથી એક સ્ત્રીને ચાહી શકે તેટલી હૃદયની ઉર્મિ અને આતુરતાથી હું એને ચાહતો હતો એટલે મ્હેં મ્હારો વિચાર એને જણાવ્યો. એણે મ્હને કેટલીક જરૂરી વાત કરીને અનુમોદન આપ્યું અને અમે છાનાંમાનાં એક બીજાને પરણી ગયાં. સિવિલ મૅરેજના કાયદા પ્રમાણે રજીસ્ટ્રાર પાસે જઇને અમારાં લગ્ન નોંધાવી લીધાં. તમને આથી કદાચ નવાઇ લાગશે કે મ્હારા જેવો કુળવાન માણસ એક અજાણી યુવતિ સાથે કેમ પરણી બેઠો હશે પણ ખરૂં પૂછો તો જયા નરી સરળતાની મૂર્તિ છે અને એનો નિર્દોષ ચહેરો જૂઓ તો તમને પણ ઘડીભર એ કહે તે અક્ષરે અક્ષર સાચું માનવાનું મન થઇ આવ્યા સિવાય નહિ રહે.

'વળી મ્હારે કહેવું જોઇએ કે જયા ઘણી જ સીધી સાદી ને ભોળી હતી એની ના ન કહેવાય. એણે પરણતા પહેલાં જ મ્હને કહ્યું હતું કે મ્હારે એના અત્યાર સુધીના જીવન વિષે પૂછવું નહિ. કેટલાક એને ન ગમતા સંજોગોમાં એ અત્યાર લગીમાં મૂકાઇ ચૂકી હતી અને એ અકારી જીંદગીનું સ્મરણ પણ એને દુઃખદાયક હતું. એનું જીવન નામોશી ભરેલું ન હતું, તેની એણે ખાત્રી આપી હતી. કેટલાક સંજોગો એવા હતા કે જેથી એ પોતાનું ભૂતકાળનું જીવન સંભારવા માગતી ન હતી. કોઇ પણ રીતે એ મ્હારી થયા પછી કે પ્હેલાં મ્હને ખરાબ લાગે કે નીચું જોવું પડે એવું કામ એનાથી થયું ન હતું તેની એણે મ્હને ખાત્રી આપી હતી અને એ મ્હારે માટે પુરતી હતી. એની હકીકત એને ફાવે તો એણે મ્હને કહેવી અને જ્યાં લગી એનું મન એ વાત ખુલાસેથી કહેવાનું ન થાય ત્યાં સુધી ન કહેવાની મ્હેં એને છૂટ આપી હતી. એનું કહેવું અક્ષરે અક્ષર હું સાચું માનતો હોવાથી એનામાં મ્હને સંપૂર્ણ વિશ્વાસ બંધાઇ ગયો હતો એટલે અમે પરણી ગયાં.

'અમને પરણ્યે એક વર્ષ થઇ ગયું અને એ અમે સંપૂર્ણ સુખમાં, ખરૂં કહીએ તો અવનિ પર સ્વર્ગનું સુખ માણતાં પસાર કર્યું. દુ:ખનું વાદળ કહું તો એક મહિના પર અમારા આકાશમાં જણાયું. એ દિવસે જયાના નામનો આફ્રિકાથી એક કાગળ આવ્યો. મ્હેં સરનામું જોઇને તે એને સોંપી દીધો. એ તો તે જોઇને ફીકીફચ થઇ ગઇ! કાગળ લીધો, વાંચ્યો અને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. એણે તે વિષે કાંઇ વાત કરી નહિ ને મ્હેં પૂછયું પણ નહિ. મ્હેં એને વચન આપ્યું હતું એટલે પૂછવાનું મ્હને ઠીક લાગ્યું નહિ. પણ ત્યાર પછી એના મ્હો પર તરવરતું સ્મિત અદશ્ય થઇ ગયું અને વિષાદની છાયા એ હસમુખા વદનને ઘેરી લેતી લાગી. એ કાંઇક દુ:ખની વાટ જોતી હોય એમ લાગ્યું. એ જો એની વાત મ્હને કહે તો સારૂં એમ મ્હને લાગ્યું. પણ જ્યાં સુધી એ એની મેળે વાત ન છેડે ત્યાં સુધી એને કાંઇ કહેવું તે મ્હને ઠીક લાગ્યું નહિ. એના પર મ્હારો અતોનાત વિશ્વાસ છે એટલે કોઇ પણ જાતની શંકાને તો સ્થાન જ ન હતું. એના ભૂત જીવનમાં જે કાંઇ બન્યું હોય તેમાં એનો વાંક કે ભૂલ હોય એવું મ્હારા મગજમાં જરા પણ ઉતરતું નથી. અને એને દુ:ખી થતી પણ મ્હારાથી જોઇ શકાતી નથી. બીજું એને લીધે મ્હારા કૂળની આબરૂને કલંક લાગશે, એ પણ માની શકાતું નથી. એ મ્હારી સ્થિતિ તથા મ્હારા કુટુંબની આબરૂથી સારી રીતે પરિચિત છે અને એના તરફથી એ સ્થિતિને ઉની આંચ પણ આવે એમ હું માનતો નથી.

'હવે જે વિચિત્ર સંજોગોમાં મ્હારે આપની સલાહ લેવાનો નિર્ણય કરવો પડયો તે કહું. આશરે આઠેક દિવસ ઉપર—ગયા મંગળવારે—આ કાગળ પર છે એવાં કેટલાંક તાંડવનૃત્ય કરતાં માણસોના લીટા મ્હારી એક બારીપર મ્હેં જોયા. મ્હેં એ

મ્હારા ઘોડાવાળાના પોરિયાએ કર્યા હશે એમ માન્યું ને એને બોલાવીને ધમકાવી કાઢ્યો, પણ એણે તો સોગન ખાઇને કહ્યું કે એણે લીટા કર્યા ન હતા. ગમે તેમ પણ એ લીટા કોઇએ રાત્રે બારીપર કર્યા હતા. મ્હેં તે ભૂસાવી ધોવરાવી નાખ્યા અને પછીથી જયાને એ વાત કરી. એને એ ઘણી ગંભીર વાત લાગી અને હવે પછી એવા લીટા એને બતાવ્યા સિવાય ધોવરાવી ન નાખવાનો એણે મ્હને આગ્રહ કર્યો. આઠ દિવસ સુધી તો કાંઇજ જણાયું નહિ પણ કાલે સવારે આ કાગળ બગીચામાં છાયા યંત્ર પાસે પડેલો જડ્યો. પહેલાના જેવું જ ચિતરામણ જોઇને એ મ્હેં જયાને બતાવ્યો અને તે જોતાં વેંત જ એ મૂર્છા ખાઇને પડી. તે જોયા પછી એ અરધી ગાંડા જેવી થઇ ગઇ છે. ખાવાપીવાનું કે બોલવા ચાલવાનું એને જરા પણ ભાન નથી. એના પર ભયનાં વાદળ ઝઝુમતાં હોય એવું મ્હારૂં માનવું છે અને આ સંજોગોમાં તમારા સિવાય બીજા કોઇની મદદ કામ આવે એમ નથી એવી મ્હારી ખાત્રી થવાથી કાલે સાંજનાજ એ કાગળ આપને મોકલી આપ્યો હતો અને આજે હું રૂબરૂ આવીને ખુલાસો કરૂં છું. આજે સવારે પણ એની સ્થિતિ રજમાત્ર સુધરેલી લાગતી ન હતી. આ વાત એવી નથી કે એમાં પોલિસ કે કોઇની પણ હું મદદ લઇ શકું. કોઇ પણ માણસ આ વિગત સાંભળીને મ્હને હસી કાઢશે, પણ મ્હારી ખાત્રી છે કે તમે એનો ભેદ શોધીને મ્હને મદદ કરશો અને એ ભેદ શોધવા માટે મ્હારી આખીયે જાગીર વેચી સાટીને ખરચી નાખવા હું તૈયાર છું.'

એનું દાસ્તાન ઘણું લાંબું પણ વિગતવાળું અને રસિક હતું. એ હૃદયની લાગણીથી પોતાની વાત જરા પણ મીઠું મરચું ભભરાવ્યા સિવાય કહે જતો હતો. એનો એની પત્ની પર પુષ્કળ વિશ્વાસ હતો અને એને માટે એ ગમે તે કરવા

તૈયાર હતો એ વાતની એના બોલવા પરથી ખાત્રી થતી હતી. જયંતે એની વાત શાંતિથી ધ્યાન દઇને સાંભળી હતી અને એ તે ઉપર વિચાર ચલાવતો હતો.

'તમને નથી લાગતું મી. દેશાઇ,' છેવટે તેણે કહ્યું: 'કે તમે જો તમારાં પત્નીને સમજાવી શકો તો તમારી ઉપાધિનો અંત આવી શકે એમ છે. એ પોતાનો ભેદ તમને નહિ કહે તો કોને કહેશે?'

'તમારી વાત ખરી છે' દેશાઇએ જવાબ આપ્યો. 'પણ એ બાબત મ્હારે એને કાંઇ જ પૂછવું નથી. જ્યાં સુધી એ એની પોતાની મેળે એની રાજી ખુશીથી એ વાત ન કરે ત્યાં સુધી એક શબ્દ પણ હું પૂછવા નથી માગતો. મ્હારો રસ્તો તો મ્હારાથી બનતું કરી એ ભેદ જાણવાનો છે.'

'અને તેમાં હું જરૂર મદદ કરીશ.' જયંતે કહ્યું: 'તમારી તરફ આજુબાજુમાં કોઇ અજાણ્યો માણસ રહેવા આવ્યો હોય એવી તમને કાંઇ ખબર છે?'

'નાજી.'

'તમારા તરફનો વિભાગ ઘણો શાંત છે અને કોઇ નવતર માણસ આવ્યું હોય તો વરતાયા સિવાય તો ન રહે.'

'ખરી વાત છે. અમારી પાડોશમાં એવું છે તો ખરું પણ જરા દૂર દરિયા કિનારે કોઇ આવે જાય તેની ખબર ન પડે. ત્યાં પણ હવે તો કોઇ કોઇ વખત નવતર માણસોને જગ્યા મળી શકે છે.'

'આ ચિતરામણમાં કાંઇક અર્થ છે અને એ સમજનાર સમજી શકે છે. એ બીજાના હાથમાં જાય તો સમજાય એમ નથી. એ એકદમ સમજવું ઘણું મુશ્કેલ છે. અલબત્ત, એનો ભેદ આપણે જરૂર પામીશું પણ આટલા નાના નમૂનાથી બધું સમજવું મુશ્કેલ છે. આ નમૂનો એટલો જરા જેટલો છે કે એનાથી બરાબર સમજી શકાય જ નહિ. તમે કહેલી વિગતો

પણ એવી છે કે એમાં કોઇ પણ જાતની તપાસને પણ ધ્યાન નથી. મ્હારી સલાહ તો એ છે કે તમે પાછા ભાણુપુર જાવ, અને થોડો વખત રહો. તમારી બારી પર કે બીજે ક્યાંય જો આવાં બીજાં તાંડવનૃત્યનાં ચિતરામણ જુવો તો તેની કાગળ પર નકલ ઉતારી લઇ મ્હને મોકલી આપજો. બીજું તમારી આજુબાજુ કોઇ નવતર માણસ આવ્યું ગયું હોય તો તેની તપાસ રાખી તે પણ મ્હને લખજો. આ બે બાબતો પર ધ્યાન દઇ કાંઇક વધારે વિગતો સાથે મ્હને ફરીથી મળજો અથવા લખજો એટલે હું મ્હારાથી બનતું જરૂર કરીશ. એ સિવાય બીજી કાંઇજ સલાહ મ્હારે હાલ તુરત આપવાની નથી. કાંઇ નવી વિગતો મળે અથવા બનાવ બને તો તમારા તરફથી સ્હેજ પણ ખબર મળેથી ભાણુપુર આવીને તમને મળવામાં તથા મદદ કરવામાં મ્હારા તરફથી વિલંબ નહિ થાય'

જયંત ઘણા વખત સુધી મી. દેશાઇના ગયા પછી વિચારમાં પડી જતો તથા પેલો ચિતરામણવાળો કાગળ કાઢીને જોતો જણાયો હતો. એના પરનાં તાંડવનૃત્યવાળાં ચિતરામણ એ બારીકાઇથી જોતો હતો અને વિચાર કરતો હતો.

ઉપરના બનાવને પંદરેક દિવસ થયા છતાં કાંઇ નવી વિગત કે બનાવ વિષે સાંભળ્યું ન હતું.

બપોરના હું બહાર જવા તૈયાર થતો હતો ત્યાં જયંતે મ્હને બોલાવીને કહ્યું:

'જરા થોભી જા તો નટવર!'

'કેમ?' મ્હેં પૂછ્યું.

'પેલા દયાળજી દેશાઇનો તાર આવ્યો છે. યાદ છે કે ભૂલી ગયો? પેલા તાંડવનૃત્યના ચિતરામણ વાળો દેશાઇ. એ હમણાં જ મરીન લાઇન્સ ઉતરીને આવવો જોઇએ. એની લોકલ આવી ગઇ લાગે છે અને એ અબઘડી આવતો હશે. એના તાર

પરથી લાગે છે કે કાંઇક નવાજૂની થઇ છે.'

આઝી રાહ જોવરાવ્યા સિવાય ભાણુપુરનો જુવાન જાગીર-દાર સ્ટેશનેથી સીધો જ અમારી પાસે આવી પહોંચ્યો. એ ઘણો ચિંતાતુર અને નખાઇ ગયેલો લાગતો હતો. એનું મગજ ગુમ થયેલું તથા આંખો ઘેરાયલી જણાતી હતી.

'હવે તો સહન નથી થતું મી. જયંત!' એ થાક્યો પાક્યો આરામખુરશીપર ધબ દઇને લેટતાં બોલ્યો. 'અજાણ્યા અને અણદીઠ આદમીઓ આપણને સતાવે તે સહેવાય પણ જ્યારે એમ જાણીએ કે એ જયા જેવી સ્નેહાળ સ્રીને રૂંવે રૂંવે શૂળ ભોંકીને મારી નાખવા માગે છે ત્યારે તો સહનશીલતાની હદ આવી રહે છે! એનું લોહી ઊડી ગયું છે અને મ્હારી નજર આગળ કોઇ અદૃષ્ટ શક્તિથી ભૂંડા મ્હોતે મરવા પડી છે! એ સગી આંખે જોયા છતાં મ્હારાથી કાંઇ કરી શકાતું નથી. એ પણ ઘણી અફસોસની વાત છે મી. જયંત!'

'એણે તમને કાંઇ વાત કરી?'

'એ જ મુશીબત છે ને બાપુ! એ કાંઇ જ કહેતી નથી. એ કહેવા માગે છે પણ કહી શકતી નથી. કોણ જાણે શું છે તે સ્હમજાતું જ નથી. ગયે વખતે મ્હારા કૂળની કે એને કલંક ન લાગે એવી વર્તણુક એનાથી થઇ કે થશે નહિ એવું હું બોલી ગયો હતો પણ વાત કાંઇક જૂદી જ નીકળે છે. એ વિષયને લગતું કાંઇ જ નથી.'

'તમને કાંઇ બીજી વિગતો મળી?'

'ઘણીયે મી. જયંત! પેલાં તાંડવનૃત્યનાં બીજાં વધુ ચિત-રામણ મળ્યાં છે અને એની નકલો તમારે માટે ઉતારી લીધી છે. અને વધુ અગત્યની વાત તો એ છે કે મ્હેં એને જોયો—'

'શું? જે એ ચિતરામણ કાઢે છે તેને?'

'હાજી, મ્હેં એને ચિતરતાં જ પકડ્યો. પણ એ બધું તમને

વિગતવાર અનુક્રમે કહીશ. અહીંથી ગયો તેને બીજે જ દહાડે નવું ચિતરામણ તબેલાના બારણાપર ચૉકથી કરેલું જોયું. મ્હેં એની નકલ લઇ લીધી. આ રહી તે' કહીને એણે નકલનો કાગળ જયંતને આપ્યો તેમાં નીચે મુજબ લખાણ હતું:

'ઠીક કર્યું!' જયંતે કહ્યું. 'પછી—'

'એની નકલ ઉતારીને ચિતરામણ ભુંસી નાખ્યું પણ પાછું બે દિવસ પછી ત્યાં જ નવું ચિતરામણ દેખાયું. એની નકલ આ રહી'

જયંતે ખુશી થઇને અદબ વાળી: 'મામલો ગંભીર થતો લાગે છે.' એણે ઉમેર્યું.

'ત્રણ દિવસ પછી છાયાયંત્ર પાસે એક પથરા નીચેથી ગડી વાળેલો એક કાગળ મળ્યો. આ રહ્યો તે. એમાંનું ચિતરામણ છેલ્લી નકલને આબાદ મળતું આવે છે. એ જોયા પછી મ્હેં એ ચિતરનારને પકડવાનો અને એની રાહ જોઇને બેસી રહેવાનો નિશ્ચય કર્યો, અને મ્હારી રિવૉલ્વર પાસે રાખીને મ્હારા ખંડમાં જાગતો બેઠો. ત્યાંથી બગીચામાં આજુબાજુ બરાબર નજર પડે એવું છે. રાત્રે બે વાગે જયા ધીમે પગલે પાછળથી મ્હારી પાસે આવી અને મ્હને એવી રીતે જાગરણ કરવા કરતાં સુઇ જવાને આગ્રહ કર્યો. મ્હેં એને મ્હારો ઇરાદો જણાવ્યો. એણે કહ્યું કે એ કોઇ મૂર્ખાના અટકચાળા છે અને એનાપર વધારે પડતું ધ્યાન આપવાની જરૂર ન હતી.'

'તમને જો એનાથી ત્રાસ થતો હોય તો આપણે જાત્રા

જઈ આવીએ. તમનેય આરામ થશે ને આ પીડા પણ પતી જશે.' એણે કહ્યું.

'શું ! આવા અગવિત્રાના અટકચાળાથી ડરીને આપણે ભાગી જઈએ ? એમ કરીએ તો તો બધાં આપણી મૂર્ખાઈ પર પેટ પકડીને હસે.' મ્હેં જવાબ આપ્યો.

'હરકત નહિ. ચાલો સૂઈ જઈએ. હું તમને બધી વાત કરીશ.'

'પણ જેવું એ બોલી તેવોજ એનો ફીક્કો ચહેરો એકદમ વધુ ફીક્કો થઈ જતો મ્હેં ચંદ્રના પ્રકાશમાં જોયો. એણે મ્હારે ખભે નાખેલો હાથ તણાતો લાગ્યો. તબેલા તરફ કોઈક જતું લાગ્યું. ધીરે રહીને ભાગતી એક કાળી વ્યક્તિ તબેલાના દરવાજા નજીક મ્હેં જોઈ ! મ્હારી રીવોલ્વર લઈને હું બહાર દોડવા લાગ્યો ત્યાં તો જયાએ આવીને પોતાના બન્ને હાથ મ્હારેગળે ભરાવ્યા અને બહાર ન જવાની મ્હને આજીજી કરી. મ્હેં એને ફેંકી દઈને જવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં હું ફાવ્યો નહિ. છેવટે એને છોડી–તરછોડીને હું ગયો પણ ત્યાં પહોંચું એટલામાં પેલી વ્યક્તિ પસાર થઈ ગઈ હતી. એની હાજરીની નિશાનીરૂપ તાંડવનૃત્યનું ચિતરામણ એ મૂકતી ગઈ હતી. જે ચિતરામણ કાગળમાં હતું તેનું તેજ એણે ત્યાં ચિતર્યું હતું. એ સિવાય એની બીજી કોઈજ નિશાની ન હતી. હું ચારે બાજુ રખડ્યો પણ એનો પત્તો લાગ્યો નહિ; છતાં નવાઈની વાત તો એ હતી કે એ એટલામાં જ આખો વખત ક્યાંક ભરાઈ રહેલો હોવો જોઈએ. કારણ કે જ્યારે મ્હેં સ્હવારે ફરીથી ચિતરામણ જોયું ત્યારે એણે બીજું વધારે ચિતરામણ કાઢેલું જોયું. પહેલી લાઈન હતી તેની નીચે નવું ચિતરામણ હતું.'

'એની તમે નકલ લીધી છે ?'

'હાજી. એ ઘણું ટુંકું હતું છતાં એની પણ નકલ લીધી છે.'

એમ કહીને એણે કાગળની કાપલી આપી. નવું તાંડવ-નૃત્ય આ મુજબ હતું:



'એ પહેલા ચિતરામણમાં ઉમેરો કર્યો હોય એવું દેખાતું હતું?' જયંતે પૂછ્યું. એની આંખો એ ખૂબ રસ લઇને પૂછતો હોય તેમ ચળકતી હતી. 'કે પછી તદ્દન જૂદા જેવું જણાતું હતું?'

'એ બારણાના બીજા પાટિયા પર હતું. તબેલાના દરવાજાને મોટાં મોટાં ચોકઠાં પાડેલાં છે તેમાંના એક પર પહેલું ચિતરામણ હતું અને બીજા પર નવું ચિતરામણ હતું.'

'ફક્કડ! એ ઘણી જરૂરની વિગત છે. મ્હારા અનુમાનને એ બરાબર બંધબેસતી આવે છે. હવે તમારૂં દાસ્તાન આગળ ચલાવો મી. દેશાઇ!'

'હવે ઝાઝું કહેવાનું નથી રહેતું. મી. જયંત, હું જયા ઉપર ઘણો ગુસ્સે થઇ ગયો હતો કારણ કે જ્યારે પેલા હરામખોરને હું પકડી શકું એમ હતો ત્યારે એણે મ્હને જતાં અટકાવ્યો હતો. એણે એમ કહ્યું હતું કે એ રીતે મ્હારા જવાથી મ્હને હાનિ થવા સંભવ હતો. ઘડીકવાર તો મ્હને એમ પણ થઇ આવ્યું કે એ મ્હારા જવાથી પેલા માણસને હાનિ થવા સંભવ હતો એમ કહીને વારતી હતી કારણ કે એ પેલા માણસને ઓળખતો હોવાની મ્હારી ખાત્રી થઇ ચૂકી હતી. શા કારણથી એ આવાં ચિતરામણ રાતને વખતે કાઢી જતો હતો તેની પણ એને ખબર હતી. પણ એના શબ્દો, એની વાતચીત અને એનું સ્નેહપૂર્ણ નિર્દોષ મુખ જોઇને મ્હારી એ શંકા નિર્મૂળ થઇ ગઇ. એ એવી રીતે બીજા માટે બોલે જ

નહિ. એના કહેવાનો ભાવાર્થ એમજ હતો કે મ્હારા બહાર જવાથી મ્હને જ નુકશાન થવા સંભવ હતો. અત્યારે આટલે સુધી વાત આવી છે. હવે શું કરવું તે બાબતની તમારી સલાહ અને સૂચના મ્હને જોઇએ છીએ. મ્હારો વિચાર તો એવો છે કે આજુબાજુ આઠ દસ જણુને છૂપાવી રાખું અને એ ભાઇ-સાહેબ આવે કરે તો ઓચિંતો પકડાવીને ઠેકાણે પાડી દઉં એટલે હંમેશની નિરાંત થઇ જાય.'

'એવો સહેલો સાદો ઉપાય કારગત લાગે એમ જણાતું નથી.' જયંતે કહ્યું: 'તમે અહીં કેટલો વખત રોકાવાના છો?'

'આજેજ મ્હારે પાછા ફરવું જોઇએ. રાતના વખતે જયાને આવી સ્થિતિમાં એકલી રાખવી મ્હને ઠીક લાગતું નથી. એ ઘણી નખાઇ ગઇ છે અને આજેજ કોઇપણ સંજોગોમાં પાછા ફરવાનો એણે મ્હને આગ્રહ કર્યો છે.'

'તમારી વાત ખરી છે તેની ના ન પડાય, પણ જો તમે થોભી ગયા હોત તો હું એક બે દિવસમાં તમારી સાથે જ ભાણુપુર આવ્યો હોત. હરકત નહિ, તમે આજે જાવ. આ કાગળ મ્હારી પાસે રહેવા દો. થોડા વખતમાં હું ભાણુપુર આવીશ અને આનો ભેદ શોધી કાઢીશ.'

મી. દેશાઇ ગયા ત્યાં સુધી જયંત સ્વસ્થ બેસી રહ્યો પણ અંદરખાને એ ઘણો જ અસ્વસ્થ થઇ ગયો હતો એ હું સ્હમજી શકતો હતો. એનો એવો સ્વભાવ જ છે કે જ્યારે એક વાતમાં એ બરાબર રસ લે છે ત્યારે એનું મગજ વિજળીની ઝડપે કામ કરે છે. જેવા મી. દેશાઇ બહાર ગયા તેવો જ એ ટેબલ પાસે ગયો અને પેલા કાગળ બરાબર ગોઠવી તેના ઉપરનાં વિચિત્ર ચિતરામણ બારીકાઇથી જોવા લાગ્યો.

એ કલાક સુધી એવાં જ ચિતરામણ બીજા કાગળ પર કાઢતો અને માથાફોડ કરતો મ્હેં એને જોયો. એ એના કામમાં

એટલો મશગુલ હતો કે હું એની પાસે બેઠો જોયા કરતો હતો. તેનું પણ એને ભાન ન હતું. કેટલીક વખત એ તાનમાં આવી જતો અને સીસોટી વગાડતો તથા ગાતો પણ. કેટલીક વખત એ ઘણાજ વિચારમાં ગુંથાઇ જતો અને હાલતો પણ નહિ. છેવટે વદન પર સંતોષના સ્મિત સાથે એ ઊઠ્યો અને આંટા મારવા લાગ્યો. પછી એણે એક લાંબો કેબલ ગ્રામ–પરદેશ ખાતે મોકલાતો તાર–લખ્યો.

'મ્હારૂં અનુમાન બરાબર નીવડે અને આનો જવાબ સંતોષકારક આવે તો તારે નોંધવા જેવો એક સુંદર કેસ તને મળશે. નટવર!' જયંતે તાર લખીને કહ્યું. 'હું ધારૂં છું કે આપણે કાલે ભાણપુર જઈ શકીશું અને મી. દેશાઇને કાંઇક નિશ્ચયાત્મક હકીકત કહી શકીશું–જો આનો જવાબ વખતસર આવી જાય તો—'

મ્હારે કબૂલ કરવું જોઇએ કે એની એ વાતથી મ્હને નવાઇ લાગી. પણ હું જાણતો હતો કે જયંત પાસે કોઇપણ વાતનો અધવચથી ખુલાસો માગવો અને એ એવી રીતે ખુલાસો કરે એમ બનવું અસંભવિત હતું એટલે જ્યાંસુધી એ એની પોતાની મેળે વાત ન કરે ત્યાંસુધી થોભી જવું એ મ્હને ઠીક લાગ્યું.

પણ એ તારનો જવાબ આવવામાં ઘણી ઢીલ થઈ. બે દિવસ નીકળી ગયા, છતાં જવાબ પાછો ફરી વળ્યો નહિ. એ બે દિવસ જયંતને બે વરસ જેવડા થઇ પડયા. સ્હેજ પણ અવાજ થાય કે ઘંટડી વાગે તો તારનો જવાબ આવ્યો માની જયંત અધીરાઇથી જોતો હતો. બીજે દિવસે સાંજના મી. દેશાઇ તરફનો કાગળ મળ્યો. ખાસ કાંઇ નવાજૂની ન હતી એવું એમનું લખવું હતું. ફક્ત એક નોંધવા જેવો બનાવ બન્યો હતો. અને તે એ હતો કે પેલાં તાંડવનૃત્યનાં ચિતરામણની એક નવી હારમાળા છાયા યંત્ર નજીક દોરાયલી હતી. તેની

દરેક ચીજ નજીવી કિંમતની હોવા છતાં તે દરેકની પાછળ એનો રસિક ઇતિહાસ હોય છે એટલે એ ચીજ હું ભાગ્યે જ કોઇને આપું છું. એ તો ઠીક પણ તમે ક્યારે ચૅક આપવાના છો ?'

'હજીયે તમને રાણીના માટે શંકા છે? મ્હેં એવણને ગઇ કાલે જ ચૅક આપ્યો છે.'

'હજારનો કે આઠસોનો ?'

'એનો નિર્ણય એવણેજ કરવાનો છે.'

'કઇ બૅંકનો ?'

'સેંટ્રલ.'

જયંત હસ્યો ને બોલ્યો :

'હવે તમને વધુ તસ્દી નહિ આપું. મીસ મ્હેતા! ચોરી કરવી એ તમારો ધંધો નથી અને ભવિષ્યમાં પણ એ ધંધામાં ન પડવાની મ્હારે તમને સલાહ આપવી જોઇએ.'

'તમે મ્હને પોલિસને તો નથી સોંપતાને!' એણે હસતાં હસતાં પૂછ્યું.

'હજી વાર છે.' જયંતે કહ્યું.

એણે દરવાજો ઉઘાડયો એટલે બ્હાર ગઇ. જયંત એની પાછળ જોઇ રહ્યો. નાકા ઉપરથી એણે ટૅકસી કરી દીધી.

સવારે સાત વાગ્યે એ ઉઠયો.

બપોરે એ સેંટ્રલ બૅંકમાં ગયો.

સવા ત્રણ વાગે એણે મેજર રાણીનાને એક ચેક કાઉન્ટર પર રજૂ કરતાં જોયા.

થોડીવારે એ ચેકનાં નાણાં એમને મળ્યાં અને એ લઇને તેઓ બહાર પડયા.

જયંતે જોયું તો એમનો ચહેરો બહાર જતી વખતે ઘણો જ પ્રફુલ્લિત હતો.

જયંત ત્યાંથી સીધો બોરીબંદર પર ગયો. એણે જોયું તો

મેજર રાણીનાએ નાગપુર મેલમાં સેંકડ કલાસ બર્થ રીઝર્વ કરાવ્યો હતો. એની બાજુના ખાનાનો બર્થ એ પોતાને માટે રીઝર્વ કરાવી આવ્યો.

ગાડી ઉપડવાનો વખત થતા પહેલાં મેજર રાણીના અને મીસ શીરીન મ્હેતા આવી લાગ્યાં. રાણીનાએ પોતાની બેઠક લીધી. સદ્ભાગ્યે ગાડીમાં ઘણાં જ ઓછાં પેસેંજર હતાં. રાણીના પોતાના કંપાર્ટમેંટમાં એકલો જ હતો.

ગાડી ઉપડી, શીરીને રૂમાલ ફરકાવીને સાહેબજી કરી લીધા.

કલ્યાણ વટાવ્યા પછી રાણીનાએ સુવાની તૈયારી કરી.

બહુ જ સંભાળથી જયંત રાણીનાના કંપાર્ટમેંટમાં ગયો. વાઘ જેમ શિકાર પર તરાપ મારે તેમ રાણીના પર એણે તરાપ મારી. એ ભયનું બટન દાબે તે પહેલાં એને નીચે નાખ્યો અને કહ્યું:

'કેમ છો? મી. કૂપર!'

રાણીનાએ ગભરાઈને પૂછ્યું.

'તમે કોણ છો?'

'મ્હને નથી ઓળખતા?'

'નાજી.'

'મ્હારૂં નામ જયંત. તમારૂં નામ ફરામજી કૂપર. તમે પેલેસ્ટાઇનમાં હતા અને છેલ્લી લડાઇમાં તુર્કોના જાસુસ તરિકે કામ કર્યું હતું. તમે આપણા લશ્કરને લગતી બધી બાતમી શત્રુને વેચી હતી. અને આપણા જ જાત ભાઇઓનો કચ્ચરઘાણ કઢાવ્યો હતો.'

'એ બધાંનું હમણાં શું છે? તમારે શું જોઇએ છીએ?'

'આજે બપોરે સેંટ્રલ બૅંકમાંથી તમે ઉપાડ્યા તે પૈસા. મીસ શીરીન મ્હેતાએ તમને કોરો ચૅક આપ્યો હતો એટલે તમે એને ખાતે જમે હતી તેટલી રકમ—લગભગ બધીજ રકમ

ઉપાડી છે તે. એને તો કોણ જાણે ક્યારે ખબર પડશે!'

'એમ બાબત છે! મ્હને લૂંટવો છે!'

'બહુ બરબડ કરવામાં માલ નથી.' જયંતે કહ્યું.

મેજર રાણીના ઉર્ફે ફરામજી કૂપરને પોતાના પેટનો રિવોલ્વરની નળી અડકેલી જણાઈ એટલે એણે તરત જ પોતાના ખીસ્સામાંથી નોટોનું બંડલ કાઢી આપ્યું. જયંતે તે પોતાના ખીસ્સામાં મૂક્યું.

'મી. જયંત! તમે બહુ ઉંડા પાણીમાં ઉતરો છો. આનું પરિણામ સારૂં નહિ આવે.'

'એમકે! મ્હેં પેલા ચકતા પરનું લખાણ જોયું છે. એ તમને લટકાવી દેવા માટે પુરતું છે. તુર્ક લશ્કરમાં ગમે તે વખતે તમને દાખલ થવા દેવા માટે આપેલો એ પાસ છે અને એમાં તમારૂં નામ સ્પષ્ટ લખેલું છે. અને એ ચોરવા માટે તો તમે મીસ મ્હેતાને ફસાવીને મોકલેલી. તમે એને પરણવાના પણ ન હતા. તમારી સ્ત્રી હયાત છે અને પારસીઓનો કાયદો બે સ્ત્રીની છૂટ આપતો નથી. કેટલા રૂપિયા તમે ઉપાડ્યા હતા?'

'ચાલીસ હજાર. મીસ મ્હેતા એને માટે મ્હારી સામે કંઈ પગલાં–'

'હવે શા માટે ભરે! તમારા જેવા દેશદ્રોહીને તો ફાંસીની સજા કરવી જોઈએ છતાં હાલ તુરત આટલું બસ છે–'

એમ કરીને જયંતે એને પોતાના રાઠોડી હાથથી બે મુક્કા લગાવી દીધા. એ એકદમ મૂર્છા ખાઈને પડ્યો.

એવામાં નાસિકરોડનું સ્ટેશન આવ્યું એટલે જયંત ઉતરી પડ્યો.

બીજી ટ્રેનમાં એ મુંબાઈ આવ્યો.

મીસ મ્હેતાને એણે મળવા બોલાવી. એ આવી એટલે એણે કૂપર પાસેથી લીધેલી નોટોનું બંડલ એને આપતાં કહ્યું:

'તમારી ખાત્રી ન હતી પણ મેજર રાણીનાએ તમારો વિશ્વાસઘાત કરીને આ રકમ બૅંકમાંથી ઉપાડી હતી. એના જેવા ભામટાઓની જાળમાં ફસાતાં સત્તર વાર વિચાર કરજો અને લગનની બાબતમાં તમારા બાવાજીની સંમતિ સિવાય કૈં પણ કરતાં નહિ. તમે છતી આંખે કેવા ખાડામાં પડ્યાં હતાં તેનો ખ્યાલ આવે છે?'

'બબ્બે વાર આપે મ્હને બચાવી! મી. જયંત! તમારો તે કેટલો ઉપકાર માનું!' શીરીને ગળગળી થતાં કહ્યું.



# તરંગિણી

શિઆળાની એક સાંજે અમે બેઉ જણ બેઠા હતા અને ઘણે દિવસે મળ્યા હોવાથી નવી જૂની વાતો કરતા હતા.

'નટવર, આ કાગળો વાંચવા હોય તો.' એમ કહી જયંતે મ્હને કેટલાક કાગળો આપ્યા અને ઉમેર્યું. 'અલબત્ત–તારી મ્હેનત નકામી નહિ જાય. એમાંથી કાંઇક તો તને મળશેજ.'

એ કાગળો મ્હેં હાથમાં લીધા. ભુંખરા રંગના કાગળો ઉપર ગુજરાતીમાં જ લખેલું હતું.

''તરંગિણી' ને વિચિત્ર-વાતના એ કાગળો છે અને એમાંની પહેલી ચીઠ્ઠી વાચતાંજ નવનીધરાય દેસાઇ જે. પી. એટલા બધા ગભરાઇ ગયા હતા કે–તેમનું મરણ નીપજ્યું હતું.'

મ્હેં એ ચીઠ્ઠી કાઢીને વાંચવા–માંડી. તે આમ હતી–

'શેઠજી, હમણાં નાસીકનો મામલો જોત જોતામાં ખરાબ ને ખારો થયો છે અને પેલા ધનજીએ સાંભળવા મુજબ આટો અડદીયા સાથે બાફ્યો છે બને તો જલદી કામ પતાવી નાસીક ઉપડી જાઓ.'

જ્યારે હું આ વાંચતો હતો ત્યારે જયંત મારા ચહેરા પર એને લીધે થતા ફેરફાર ધ્યાન દઈને જોતો હતો.

'તને એમાં વિચિત્રતા લાગે છે?' તેણે પૂછ્યું.

'આ ધૂળ જેવા કાગળીયાથી એવો તે શો ત્રાસ થયો કે તારા જે. પી. એ દેહ છોડયો? જરા ધ્યાન આપ્યા સિવાય કોઈ વેપારીએ લખ્યો લાગે છે.'

'બનવા જોગ છે. પણ એનો વાંચનાર ખાધે પીધે સુખી તંદુરસ્ત અને હિંમતવાન હોવા છતાં એ વાંચતાં વિજળીનો ધક્કો લાગ્યો હોય તેમ મરી ગયો.'

'નવાઈ જેવી વાત લાગે છે!'

'એમ ન હોત તો તારૂં હું ધ્યાન ન ખેંચત. એક વાત કહી દઉં. મ્હેં સૌથી પહલો કોઈ કામમાં હાથ નાખ્યો હોય અને મ્હને પ્રોત્સાહન મળ્યું હોય તો તે આ કામમાં જ અને એ મ્હેં ખણું ખરૂં પહેલું જ હાથ ધર્યું હતું.'

જયંતને મ્હેં ઘણીયે વાર પૂછ્યું–હતું કે આ વિચિત્ર ધંધાનો નાદ એને શાથી અને કયારથી લાગ્યો પણ એ તો લંબાવ્યે જ રાખતો હતો. આજ સુયોગ્ય અવસર આવ્યો જોઈ મ્હને આનંદ થયો. આજે એ તાનમાં હતો અને એનો અનુભવ હવે જણાવશે જ એમ મ્હારી ખાત્રી થઈ હતી.

આરામ ખુરસીપર બેસીને લાંબા પગ કરી પેલાં કાગળીયાં પાસેની 'ટીપાઈ' પર મૂકીને તેણે કહેવા માંડયું—

તેં મ્હારા મિત્ર ચન્દ્રવદનની વાત કરતાં મ્હને ભાગ્યે સાંભળ્યો હશે પણ એક વખતનો એ મ્હારો ઘણો જીગ્જાન મિત્ર હતો. અમે બેઉ જ્યારે કૉલેજમાં હતા ત્યારે એક બીજાને એક બીજાસિવાય રજેય ચાલતું ન હતું. પહેલાં તો હું જરીય મળતાવડો ન હતો પણ અમારા બેનો સંબંધ કાંઇક વિચિત્ર સંજોગોમાં બંધાયો અને ધીરે ધીરે તે ઘણો ઘાડો થતો ગયો,

મ્હારા સ્વભાવમાં એક વિચિત્રતા હતી. પહેલાં જેની સાથે બરાબર ઠેરી ગઇ હોય તેની સાથે પાછળથી ઠીક બનતું અને આ મિત્ર સાથે તો ઘણુંજ ઘરણુ ઘલાયલુ પણ એનું પરિણામ અમારી ગાઢ મિત્રતામાં આવ્યું. માણુસના વિચિત્ર સ્વભાવનું એ પણ એક ઉદાહરણુ છે. બીજું શું!

'કૉલેજમાં રજાઓ પડી ત્યારે તેણે મ્હને એની સાથે મલાડ જઇને રહેવાનું આમંત્રણ આવ્યું. મલાડ ઘણું દૂર ન હોવાથી અને મ્હારો પણ મુંબાઇ બહાર કોઇપણ ઠેકાણે જવાનો વિચાર હોવાથી મ્હેં એનું આમંત્રણ આનંદથી સ્વીકારી લીધું. મલાડમાં એના પિતાજી રહેતા હતા અને આખાએ સબર્બન જીલ્લામાં નવનીધરાય દેસાઇનું નામ ઘણું જાણીતું હતું. એમની ઘણી સારી મીલ્કત હતી અને પોતે બહુ પૈસાપાત્ર હોવાથી તેમજ ઉદાર દિલના 'સખી વજુદ' ગૃહસ્થ હોવાથી સૌ કોઇ એમને માટે સારૂં બોલતું હતું.

'મરવા રોડ પર એમનો વિશાળ બંગલો હતો અને તેણે આશરે એક કે દોઢ એકર જમીન રોકી હતી. બંગલાને ફરતો વિશાળ બગીચો હતો અને તેમાં આંબાની, ચીકુની અને અનેક ફુલ ઝાડોની કલમો હતી. એમના બંગલામાં નોકર ચાકર અને માણુસો પુરતા પ્રમાણુમાં હતાં પણ કુટુમ્બનાં માણુસો ગણ્યાં ગાંઠયાં હતાં.

'નવનીધરાય દેસાઇનાં પત્ની વરસો થયાં મરણુ પામ્યાં હતાં અને તેમને ફક્ત એકજ સંતાન હતું. મ્હારા મિત્ર ચન્દ્રવદન પ્રત્યેના પ્રેમને લીધે અને તેનું હિત સંપૂર્ણ સચવાય એમ ઇચ્છીને દેશાઇજીએ ફરી લગ્ન કર્યાં ન હતાં. ચન્દ્રવદન કરતાં મોટી એક દીકરી એમને હતી, પણ તે પરણાવ્યા પછી મરણુ પામી હતી. એમનું શારિરીક સ્વાસ્થ્ય ઘણું જ સરસ હતું. તંદુરસ્તી તો એમને વરી હતી એમ કહીએ તો ચાલે. એમના

જેટલી ઉમરના બીજા માણસો કરતાં તેઓ ઘણા જ સશક્ત અને મજબૂત હતા. તેમનું સાહિત્યનું અથવા પુસ્તકો સંબંધીનું જ્ઞાન ઘણું જ ઓછું હતું. જુવાનીમાં સખત ગદ્ધા વૈતરૂં કર્યું હોય એમ એમના ચહેરા ઉપરથી જણાઇ આવતું હતું. અને પોતાને મુશીબતો વેઠવી પડેલી હોવાથી એમનો હાથ કાંઇક છૂટો હતો તથા ભાવના ઉદાર હતી.

'મ્હને જોઇને તેઓ ઘણા ખુશી થયા અને કૉલેજ ચાલુ હોય ત્યારે પણ એમને ત્યાં આવવા માટે આગ્રહ કરવા લાગ્યા. સવારના પહોરમાં એ હંમેશાં નિયમીત ફરવા જતા અને દોઢ બે માઇલનું ચક્કર લગાવી પાછા ફરતા. કડકડતી ઠંડી હોય કે મુશળધાર વરસાદ વરસતો હોય છતાં યે દેશાઇજી ફરવા જતા હતા એમ મ્હેં સાંભળ્યું હતું. અમારા ત્યાં ગયા પછી એ સાથીદારનો એમની એકલી અટુલી ફરવા જનારી મંડળીમાં વધારો થયો.

'એક દિવસ ચન્દ્રવદને મ્હારી તર્કશક્તિ અને વિચાર પદ્ધતિનાં વખાણ કર્યાં અને એકાદ બે વખત મ્હેં સાધારણ પ્રયોગો કરેલા તે વિષે વાત કરી. 'એને રસભેર વાત કરતો જોઇ દેશાઇજીને જરા નવાઇ લાગી. તેઓ સમજ્યા કે ચન્દ્રવદન મ્હારાં જરા વધારે પડતાં વખાણ કરે છે એટલે ઘેર જઇને મ્હને કહ્યું:

'આમ આવો જયંત, તમારી શક્તિઓ મ્હારા પર અજમાવો. તમારાં અનુમાન અને તર્ક પરંપરા કેટલું કામ કરે છે તે તો જોઇએ.'

'જેવી આપની આજ્ઞા, દેસાઇજી,' મ્હેં હસીને જવાબ આપ્યો 'મ્હારામાં કાંઇ ઝાઝું મીઠું નથી પણ સાધારણ મહાવરાથી જે કાંઇ કહી શકુ એમ છું તે કહીશ. છેલ્લા એક વર્ષથી આપને કોઇનો ભય લાગે છે અને આપની બાત ઉપર કોઇ

અચાનક હુમલો કરશે એવી આપને દેહશત રહ્યા કરે છે.'

'તેઓ હસ્યા અને ઘણી જ નવાઇ લાગી હોય તેમ મ્હારા તરફ જોઇ રહ્યા.'

'વાત ખરી છે.' તેમણે કહ્યું: 'ચન્દ્રવદન, તું જાણે છે કે પેલા સર નથુભાઇને આપણે બચાવ્યા ત્યારે એ બદમાશોએ સોગન લીધેલા તે. કોઇપણ વખતે તેમનો હાથ બતાવવાની તે ભામટાઓએ ધમકી આપી છે અને તે દિવસથી હું હંમેશાં સાવધ રહું છું. પણ એ વાત તમારા જાણવામાં કેમ આવી તેની મ્હને નવાઇ લાગે છે.'

'એ કહેવામાં હરકત નથી.' મ્હેં કહ્યું: 'જાણ્યો કાયદો કોડીનો એમ આપણે કહીએ છીએ તે ખોટું નથી. આપની પાસે પેલી સુંદર પણ મજબૂત લાકડી છે અને મ્હારૂં અનુમાન એમ છે કે તે એક વર્ષ થયાં આપના હંમેશના વપરાશમાં છે. એની અંદરનો ભાગ કોરાવી નાખીને એમાં સીસુ પૂરવા જેટલી આપે તસ્દી લીધી છે અને મજબૂત હથિયાર જેવી બનાવી દીધી છે. હવે આવો ભય અથવા ભયનું કારણ ઉપસ્થિત ન થયું હોય ત્યાં સુધી આટલી માથાફોડ કરવાનું કોઇ પસંદ ન જ કરે.'

'બીજું કાંઇ?' તેમણે પૂછ્યું.

'આપે મલકુસ્તી સારી રીતે કરી છે અને જુવાનીમાં અખાડામાં સરસ તાલીમ લીધી છે.'

'બરાબર. કાંઇ વધારે?'

'આપે જુવાનીમાં ઘણું ખરૂં સખત મજૂરી કરી છે. ખાસ કરીને કોઇ ખાણમાં ખોદવાની—'

'આફ્રિકાની ખાણોમાં કામ કરીને હું આ બધું કમાયો છું.'

'આપ ન્યુઝીલેન્ડ અને જાપાન પણ જઇ આવ્યા છો.'

'ખરી વાત.'

'અને આપને એક વ્યકિત ઉપર પહેલાં ઘણો પ્રેમ હતો. પણ પાછળથી કોણ જાણે કેમ તેના માટે આપને સારો ભાવ ન રહ્યો. વાત એટલે સુધી વધી ગઇ કે આપે તેને તદ્દન ભૂલી જવાનો પ્રયત્ન કર્યો. તે વ્યકિતનું ટુંકુ નામ 'મ×અ' હતું.'

'દેસાઇજી એકદમ ઉશ્કેરાઇને ઉભા થઇ ગયા અને મ્હારા સામું તાકીને જોવા લાગ્યા. એમની આંખો લાલ થઇ ગઇ, હાથ પહોળા થઇ ગયા અને ધબ્બ દઇને પડી ગયા. એમને મૂર્છા આવી.

'નટવર, આવું વિપરીત પરિણામ સાધારણ વાતમાંથી આવ્યું જોઇને મ્હારી અને ચન્દ્રવદનની શી સ્થિતિ થઇ હશે તે તું કલ્પી શકીશ. અમે મોઢા પર પાણી છાંટયું અને કૉલન-વૉટર'નું પોતુ કપાળે મૂકયું એટલે થોડા વખતમાં એમની મૂર્છા વળી ગઇ. એમણે ધીરેથી આંખો ઉઘાડી અને સ્વસ્થ થતાં બોલ્યા:

'છોકરાઓ, મ્હેં તમને ગભરાવ્યા તો નથી ને?' અને આછુ સ્મિત મ્હોં પર લાવવા પ્રયત્ન કરતાં તેમણે ઉમેર્યું: 'હું આટલો બધો મજબૂત દેખાઉં છું પણ મ્હારામાં પણ જરાક ઉંડી નબળાઇ છે અને એ નબળાઇ એવી છે કે એના પર જરા જેટલો હુમલો થતાં હૃદય પર અસર થઇ મ્હને એકદમ મૂર્છા આવી જાય છે. જયંત! આપને આ વાત શી રીતે ખબર પડી તે હું જાણતો નથી પણ એ એકજ વાત એવી સરસ રીતે તમે કરી છે કે મારા માનવા મુજબ તમારી આ શકિત આગળ ભલભલા 'ડીટેકટીવો' પાણી ભરે. એમણે તમારી પાસે મારા મત પ્રમાણે શીર ઝુકાવીને અભ્યાસ કરવો જોઇએ. ખરેખર! તમારે માટે ખરી 'લાઇન' તો એજ છે. બી. એ. કે એમ. એ. થઇને નોકરી કરવા કરતાં તમે આ લાઇન હાથમાં લેશો તો ઘણું સારૂ નામ કાઢશો અને કોઇએ

નથી કર્યું એવું સુંદર કામ કરી શકશો.'

'અને નટવર, એ વૃદ્ધ ગૃહસ્થનું એ પ્રોત્સાહન મ્હને એવી વખતે મળ્યું હતું કે એ સાંભળીને મ્હને મ્હારી શકિત વિષે સારો મત બંધાયો અને એ શક્તિને ખીલાવી તેના પર મ્હારૂ જીવન નિર્ભર કરી શકાય એમ છે એ વિચાર મ્હને તે વખતે આવ્યો. ત્યાં સુધી તો માત્ર શોખના વિષય તરીકે મ્હેં એ શકિત કેળવી હતી અને તેના પ્રયોગો કર્યા હતા. એ વખતે તો મ્હને દેસાઇજીની અચાનક મૂર્છા સિવાય બીજી બાબતનો વિચાર કરવાનો યે ભાગ્યે અવકાશ હતો.

'આપને દુઃખ થાય એવું તો મ્હેં કાંઇ નથી કહ્યું ને !' ઘણીજ નમ્રતાથી મ્હેં પૂછ્યું.

'તમે જરા મ્હારી નબળાઇ જાણી ગયા અને એ વિષે અચાનક વાત કરી એટલે મ્હને એમ થયું, પણ એ માહિતી તમે કઇ રીતે મેળવી તે પૂછું-'

'ખૂશ મીજાજ દેખાવાનો તેઓ પ્રયત્ન કરતા હતા પણ એમના દિલમાં ભારે ગડમથલ થતી હોય એમ મ્હને લાગ્યું અને જે બાબત તેઓ સાધારણ દેખાડવા પ્રયત્ન કરે છે તે એટલી સાધારણ ન હોતાં ગંભીર હોવી જોઇએ એવું હું જોઇ શક્યો.

'એ તો તદ્દન સાદી વાત હતી. તે દિવસે આપણે મરવા ગયા ત્યારે મછવામાં બેસી તમે હલેસાં માર્યાં હતાં તે વખતે મ્હેં જોયું હતું કે આપના હાથ પર, ખભા અને કોણીની વચ્ચેના ભાગમાં કોઇ જપાનીઝ છૂંદણાં છૂંદનાર પાસે આપે 'મ×અ' અક્ષરો સરસ રીતે ઉઠાવેલા હતા અને તે પાછળથી કઢાવી નાખવાનો આપે પ્રયત્ન કર્યો હોવાથી ચામડી ખરાબ થઇ હતી. છતાં પણ એ અક્ષરો જરા ધ્યાન દઇ જોનાર જોઇ શકે એમ હતું. આ ઉપરથી અનુમાન પરંપરા એમ ચલાવી શકાય કે જુવાનીમાં આપને 'મ×અ' નામની વ્યક્તિ ઘણી પ્રિય હશે અથવા

તેની સાથે આપને ઘણો ગાઢો સંબંધ હશે પણ પાછળથી કોણ જાણે કેમ કાંઈક કારણો ઉપસ્થિત થવાથી અથવા વિખવાદનું કાંઈ કારણ મળવાથી આપનો તે વ્યક્તિ સાથેનો સંબંધ તુટી ગયો એટલે એ નામ કઢાવવા માટે આપે ખૂબ મહેનત કરી પણ તેમાં આપને જોઈએ તેટલી સફળતા મળી નહિ અને ચામડી ખરાબ થઈ. અલબત્ત, એ અક્ષરો અડધા પડધા ભૂસાયા ખરા પણ ધ્યાન દઈ જોનાર જોઈ શકે એવા રહ્યા.'

'વાહ! એનો તો મ્હને વિચાર સરખો યે આવ્યો ન હતો.' છૂટકારાનો દમ ખેંચતાં તેઓ બોલ્યા. 'તમે કહો છો એ વાત બરાબર છે પણ આપણે એ વિષે ઝાઝી વાત ન કરીએ તો ઠીક કારણ કે જુવાનીમાં દરેક માણસ પ્રેમ પાછળ ગોથાં ખાય છે અને ખરો પ્રેમ મેળવવા કરતાં મોહની મોહક માયામાંજ ફસે છે. અને એ પણ પ્રેમલીલાજ હતી એમ કહું તો ખોટું નથી.'

'પછી અમારી વાતનો પ્રવાહ બદલાયો પણ ત્યાર પછી નટવર, દેસાઈજી મ્હારી સાથે બહુ જ સારી રીતે વર્તતા હતા છતાં એમના દિલમાં એટલી તો ખટક રહી ગઈ હતી કે મ્હેં કહ્યું તેના કરતાં હું કાંઈક વધારે જાણતો હોવો જોઈએ; અને કદીક તો તેઓ મ્હારા તરફ શંકાની નજરથી પણ જોતા. ચન્દ્ર-વદને એક બે વખત એ વાત પર ટીકા પણ કરી હતી અને મ્હને કહ્યું હતું કે મ્હેં દેસાઈજીને ખૂબ ચોંકાવી દીધા હતા અને હું શું જાણતો હઈશ અને શું નહિ જાણતો હોઉં એ બાબતમાં તો તેઓ વિચારમાં જ પડી ગયા હતા. અલબત્ત, આવી વાત તેઓ મ્હને કરી શક્યા ન હતા પણ મ્હારાં કામ અને વર્તન પર તેમને બારીક નજર રાખતાં મ્હેં ઘણીવાર જોયા હતા. આ ઉપરથી મ્હારો વિચાર મ્હેં ફેરવ્યો અને ત્યાંથી મુંબાઈ જવાની મ્હારી ઇચ્છા છે એવી વાત પણ મ્હેં ચન્દ્રવદનને કરી. હું ત્યાંથી મુંબાઈ રહેવા આવું તે દરમિયાન બીજો પણ એક જાણવા અને

નોંધવા જેવો બનાવ બન્યો હતો અને તે આ પ્રમાણે–

'એક વખત અમે બગીચામાં ધરોના કુદરતી હરીઆળા ગાલીચાપર ખુરસીઓ નખાવી પત્તાં રમતા હતા ત્યારે માળીએ આવીને દેસાઇજીને ખબર આપી કે કોઇ એમને મળવા આવ્યુ છે અને અંદર આવવાની રજા માગે છે.

'એનું નામ શું છે?' દેસાઇજીએ પૂછ્યું.

'મને કહ્યું નથી.' માળીએ કહ્યું.

'શું કામ છે?'

'એ કહે છે કે આપ એને ઓળખો છો અને એને જરાક વાત કરવી છે.'

'બોલાવી લાવ.'

'થોડીવાર પછી લંગાડતો લંગાડતો ફાટેલાં અને થીંગડાં મારેલાં કપડાં પહેરેલો એક ઘરડો ખારવો ધીરે ધીરે આવ્યો. એને દૂરથી જોઇને જ દેસાઇજીનામાં અજબ જેવા ફેરફાર થતા જણાયા. પેલો ખારવો પાસે આવ્યો. એનું મોઢુ વાસેવાસ મારતુ હતું.

'કેમ બા, શું કામ છે?' દેસાઇજીએ પેલા ખારવાને પૂછ્યું.

દેસાઇજી તરફ ખારવો તાકીને જોઇ રહ્યો અને હસીને બોલ્યો: 'મનેની ઓળખે હેઠ!'

'અરે કોણ ધનજી કે!' દેસાઇજીએ નવાઇ પામતાં કહ્યું.

'અઉવે હેઠ!' ખારવો બોલ્યો 'એકવીહુને દહ વરહ થી ગયેલાં તે તું મને ની ઓળખા પણ હેઠ! તેં બરાબર ઓળખેઓ. હેઠ! તું મઝા કરતો છે ને આ ધનજીને તો હજીએ પાગોઠાં પછાડવાં પડતાં છે.'

'કાંઇ નહિ, કાંઇ નહિ હું તારે માટે ગોઠવણ કરીશ.' દેસાઇજી એની સાથે વાત કરતા કરતા ઉઠ્યા અને ધીમે ધીમે બંગલા તરફ જતાં બોલ્યા 'તું ભૂખ્યો છે કે–અરે–ચહા મહા-

રાજ, આની જમવાની ગોઠવણ કરજે.'

'જી સાહેબ.' રસોડામાં રહીને ચકા મહારાજે જવાબ દીધો.

'શેઠ, અઉણુાજ બે વરહની મેં રજા લીધેલી,' ધનજીએ કહ્યું 'તને ને ચંદુ શેઠને મલીને જરા રતિ જીવ ઠંડો પાડા.'

'તને ચંદુલાલ ગાંધી ક્યાં છે તેની ખબર છે કેમ?' દેસાઇજીએ ગભરાતાં ગભરાતાં નવાઇ પામીને પૂછ્યું.

'એ બધાનો પત્તો જાણતો છું શેઠ!' ધનજી બોલ્યો.

'કલાકેક પછી ધનજી બહાર જઇ આવ્યો અને આવ્યો ત્યારે એટલો તો ભારો ભાર પીધેલો હતો કે ન પૂછો વાત! પાલનજીના પીઠામાં તેણે મહા પરાક્રમ કર્યું હતું એમ અમને પાછળથી ખબર મળી હતી. ત્યાં જેટલા હતા તેટલા બધાંયને તેણે મફત દારૂ પાયેલો. એ 'રાજા' થઇને આવ્યો એટલે એવો તો બબડે ને ફફડે કે ન પૂછો વાત! પણ કોણ જાણે કેમ, દેસાઇજી એની બરાબર દરકાર કરીને ખબર રાખતા હતા. આ બનાવે મ્હારા પર ઘણી ખરાબ છાપ પાડી અને આ ધનજીની બાબત જરા ભેદભરી લાગવા માંડી. દેસાઇજી જેવો માતબર અને આબરૂદાર ગૃહસ્થ ધનજી જેવા ભામટા અને ખારવાની બરદાસ્ત કરે એ નવાઇ જેવું નથી?

'મ્હારી રજાનાં ચાર અઠવાડીઆં ખલાસ થાય તે દરમિઆન આ બધુ બની ગયું અને ધીરે રહીને મ્હેં દેસાઇજી અને ચન્દ્રવદનની રજા લીધી અને મુંબાઇ આવી ગયો.

'ત્યાર પછી બે મહિના વહી ગયા. મ્હારે એક દિવસ બોરીવલી જવું હતું. રસ્તે મલાડ સ્ટેશનપર દેસાઇજી મળ્યા. આ બે માસમાં એમના શરીરમાં અજબ જેવો ફેરફાર થઇ ગયો હતો. ઓછામાં ઓછુ વીસ રતલ વજન કમી થઇ ગયું હશે એવું મ્હારૂં અનુમાન હતું.

'એકાદ મહીનો વળી વધારે થયો અને ચન્દ્રવદન એકા-

એક કૉલેજમાં મ્હને મળ્યો. એના ચહેરા પર ચિંતાની જ્વલંત છાપ હતી. એ હમણાંનો કૉલેજમાં આવતો ન હતો.

'કાં ચન્દ્રવદન, આમ કેમ લેવાતો જાય છે?' એને જોતાં વેંતજ મ્હેં પૂછ્યું.

'બાપુજી બહુ માંદા છે.' એણે ધીમેથી જવાબ આપ્યો.

'શી વાત કરે છે! શું થયું છે?'

'એનું એજ જૂનું દરદ. સન્યાસ રોગ. મગજના તંતુઓની વિકૃતિ. સ્થિતિ ઘણી ખરાબ છે.'

'પણ એકાએક એ દરદ શાથી ઉપડ્યું?'

'એજ નવાઇ જેવું છે ને! બહાર ચાલને. કૉલેજમાં એ બધું ક્યાં કહેવા બેસું! હું તો તને તેડવા આવ્યો છું.'

'ચાલ ત્યારે.'

'અમે બેઉ જણ કૉલેજની બહાર નીકળ્યા અને બોરીવલી લોકલ પકડીને અમે મલાડ જવા ઉપડ્યા. ગાડીમાં ચન્દ્રવદને કહ્યું:

'તે દિવસે સાંજે પેલો માણસ આવ્યો હતો, તું મુંબાઇ ગયો તે પહેલાં તે યાદ છે?'

'સારી રીતે.'

'તને ખબર છે કે એ કોણ હતો?'

'ના.'

'એ માણસ નહિ પણ જમદૂત જયંત!' ચન્દ્રવદને કહ્યું.

'હું એના તરફ જોઇ રહ્યો. ધનજી વિષે મ્હને વ્હેમ તો પડ્યો હતો પણ વાત આટલે દરજ્જે ગઇ હશે એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

'ખરે જ! એ જમદૂત જ હતો.' ચન્દ્રવદને આગળ ચલાવ્યું 'એ આવ્યો ત્યારથી બાપુજીને જરા યે આરામ નથી. અને એ બદમાશને લીધે તો એમની જીંદગીનો અંત પાસે

આવતો જણાય છે!'

'એવું તે એની પાસે શું હતું કે તેનાથી દેસાઈજીને આટલું હેરાન થવું પડયું?' મ્હેં પૂછ્યું.

'બાપુ! એ જાણવા માટે તો મ્હેં કેટલી ઉથલપાથલ કરી પણ હજીએ કાંઇ જાણી શકયો નથી. બાપુજી કેવા ભલા અને માયાળુ છે! પણ જયંત! હવે તું આવ્યો છે એટલે મ્હને સંતોષ છે. તારી શક્તિ વિષે મ્હારી શ્રદ્ધા અજબ છે અને એ ભેદ તું ઉકેલ્યા સિવાય નહિ જ રહે એવી મ્હારી માન્યતા છે.'

'એવામાં મલાડ આવ્યું. અમે બેઉ ઉતર્યા, ગાડી તૈયાર હતી એટલે જરાપણ વખત ગુમાવ્યા સિવાય મરવારોડ ઉપડ્યા.

'ગાડીમાં ચન્દ્રવદને કહ્યું: 'જયંત! તારા ગયા પછી ધનજીનો ત્રાસ બેહદ વધી ગયો હતો. બાપુજીએ એને માળી બનાવ્યો હતો પણ આખા બાગનું એણે સત્યાનાશ વાળી નાખ્યું, અને અમને હેરાન કરી નાખ્યા.

'વાત એટલે સુધી વધી પડી કે એક દિવસ તેણે બાપુજીનું અપમાન કર્યું. હું તે વખતે ઉભો હતો એટલે મ્હારો મિજાજ ગયો. મ્હેં એને ગળચી પકડી બહાર કાઢયો. લાલ અંગારા જેવી બે આંખો બાપુજીની સામે કાઢતો કાઢતો તે બહાર ગયો અને બીજે દિવસે તેણે બાપુજીને કોણ જાણે શું કહ્યું તે તેઓ મ્હને કહેવા લાગ્યા કે મ્હને હરકત નહિ હોય તો મ્હારે ધનજીની માફી માગવી. તું માનશે જયંત! કે એ બામટાની હું માફી શા માટે માગું? મ્હેં તો હસીને ના પાડી અને બાપુજીને પૂછ્યું કે તેઓ એવા વિચાર પર શી રીતે આવ્યા.

'તને ખબર નથી.' એમણે કહ્યું: 'તને મ્હારી સ્થિતિની ખબર નથી પણ કાંઇ નહિ, ગમે તેમ થાય તો યે તને હવે એ વાતથી વાકેફ કરીશ.'

'પછી તેમણે એમના ખંડમાં બેસી આખો દિવસ કાંઇક લખ્યા જ કર્યું.

'બીજે દિવસે ધનજી જવા તૈયાર થયો. મ્હેં જાણ્યું કે ચાલો પીડા પતી. તે કહે: 'હેઠ! મલાર ને મંભઇની મઝા બૌ ચાખી. અવે ચંદુ હેઠને તાં જાતો છે. હિનોર, હિનોર!'

'સમજ્યોને જયંત, સિનોર. ચંદુલાલ ગાંધી સિનોરમાં રહે છે તેમને ને બાપુજીને ઘણો સારો બનાવ છે. આ નામદાર હવે ત્યાં ઉપડતા હતા.'

'બાપુજી કહે: 'પણ ધનજી! અમારી સાથે બગાડીને તો નથી જતો ને! જો અમે તને જરાય દુઃખ નથી પડવા દીધું.'

'તે હેઠ! પેલા પોરિયાએ કાલે મને વીતાવેલું તે ભૂલી ગયેલો કે?' તે બોલ્યો.

'ચન્દ્રવદન, તેં આની સાથે જરા ખરાબ વર્તન ચલાવ્યું એ તો તું કબૂલ—'

'જરા પણ નહિ બાપુજી, ઉલટો મ્હેં એ ભામટાને જવા દીધો એમ કહો' મ્હેં જવાબ દીધો.

'ઉવે! જવા દીધેલો તે હેઠ! હું તો જાતો છે,' એમ કહીને ધનજી ગયો. અને તે દિવસથી જ બાપુજીને સન્યાસ રોગે ઉથલો ખાઇને ઘેર્યા.'

'હવે કેમ છે?' મ્હેં પૂછ્યું.

'કાલ સાંજના એક વિચિત્ર કાગળ એમને મળ્યો ત્યારથી એમની હાલત ઘણી કફોડી છે એટલે તો હું તને બોલાવવા આવ્યો. એ કાગળ બાપુજીએ વાંચ્યો અને તરત જ એમનું ભાન જતું રહ્યું, એકદમ મૂર્છા ખાઇને તેઓ પડ્યા! અમે ડૉ. સીલ્વાને બોલાવ્યા અને હમણાં તેઓ ડૉ. સીલ્વાની સંભાળ નીચે છે. ડૉકટરનું કહેવું એમ છે કે આ ફટકો ઘણો સખત છે અને એમાંથી તેઓ બચે તો મ્હારાં સદ્ભાગ્ય!'

'એવું! એટલું બધું! ચન્દ્રવદન! તું તો ગભરાવી નાખે એવી વાત કરે છે.'

'એવું છે તો ખરૂં. અરે! મ્હારૂં અનુમાન ખરૂ છે, જો પેલા ડૉકટર સામે આવતા લાગે છે.'

ડૉકટર સીડ્વા સામેથી આવતા હતા. અમારી ગાડી બંગલામાં દાખલ થઇ ચુકી હતી. ચન્દ્રવદને ડૉકટરને પૂછ્યું:

'શી હાલત છે? ડૉકટર.'

'આપના ગયા પછી અર્ધા કલાકે—'

'ધાર્યા કરતાં પણ ઘણા જલદી. અરે ભલા ભગવાન! હવે શું કરીશું!' ચન્દ્રવદને બૂમ મારી. દેસાઇજી મરણ પામ્યા હતા.

'મ્હેં અને ડૉકટરે એને શાન્ત્વન આપ્યું ને છાનો રાખ્યો. જરા સ્વસ્થ થતાં તેણે ડૉકટરને પૂછ્યું:

'કાંઇ કહી ગયા છે?'

'હાજી, મરણ પામતા પહેલાં થોડી વારે એ સ્વસ્થ થયા હતા અને તે વખતે કહ્યું હતું કે આપને આપવાનો એક ઉપયોગી કાગળ એમણે 'જૅપાનીઝ કૅબીનેટ' ના ખાનામાં રાખ્યો છે.'

ચન્દ્રવદન ડૉકટર સાથે દેસાઇજીના ખંડમાં ગયો અને હું દિવાનખાનામાં આ બધી બાબતો પર વિચાર કરતો બેઠો. દેસાઇજીનો ધંધો શો હતો? ખાણમાં કામ કરનાર, મુસાફર, કુસ્તીબાજ અને બીજું શું? કાંઇ નહિ. તો પછી આ ભામટા મારવાના પંજામાં એ શી રીતે સપડાયા? અને પેલી 'મ×મ' ની જરા જેટલી વાતથી એમને મૂર્છા આવી ગઇ? અને પેલો કાગળ આવ્યો એમાં ગભરાઇ કેમ ગયા? એ કાગળ ક્યાંથી આવ્યો હશે? પેલો ધનજી ગિરનાર ગયો છે એટલે ઘણું ખરું ત્યાંથી જ આવ્યો હોવો જોઇએ. પછી તે ધનજીએ લખ્યો હોય કે ચંદુલાલ ગાંધીએ. દેસાઇજીની કાંઇ ગુપ્તવાત એ ધનજી જાણતો હોવો જોઇએ અને એ વાતમાં દેસાઇજી, ચંદુલાલ અને બીજા

પણ સંડોવાયલા હોવા જોઇએ. ત્યારે એ કાગળ શાનો હશે? એમાં ધનજી રીસાઇને ગયો હોવાથી તેણે કાંઇ ભાગરો વાટ્યો હશે તેની ખબર અથવા બીજી કાંઇ ચેતવણી કે પછી ધમકી હોવી જોઇએ પણ એ વિચિત્ર શી રીતે હશે? અથવા તો એના ઉપરથી કાંઇ સમજાતુ કેમ નહિ હોય? આમ વિચાર કરીને હું ચન્દ્રવદન પાસે ગયો અને ધીરે રહીને પૂછ્યું:

'કાગળ ક્યાંથી આવેલો છે?'

'તરત જ તેણે આ કાગળ મ્હારા હાથમાં મુક્યો તેના પર મિયાગામની ટપાલની છાપ હતી. મિયાગામ અને સિનોર નજીક નજીક છે એટલે મ્હારા અનુમાનને પુષ્ટિ મળી. તેમાં આટલી જ ઇબારત હતી:

'શેઠજી, હમણાં નાસીકનો મામલો જોત જોતામાં ખરાબ ને ખારો થયો છે અને પેલા ધનજીએ સાંભળવા મુજબ આટો અડદીયા સાથે બાફ્યો છે. બને તો જલદી કામ પતાવી નાસીક ઉપડી જાઓ.'

'એ કાગળ વાંચીને તને જેમ નવાઇ લાગી તેમ મ્હને પણ તે વખતે થયેલું. મ્હેં એને બે ત્રણવાર ઉથલાવી ઉથલાવીને ફરી ફરીને વાંચ્યો. આમાં એવું તે શું હતું કે દેસાઇજીને આવો મરણ તોલ ફટકો લાગ્યો? એના શબ્દે શબ્દ તપાસી જોયા. થોડાક શબ્દ નવાઇ જેવા લાગ્યા. 'ખરાબ ને ખારો' તથા 'આટો અડદીયા સાથે' એ પ્રયોગો વિચિત્ર લાગ્યા. એમાં ધનજીનું નામ આવતું હતું એટલે મ્હારૂ અનુમાન સાચુ પડ્યું. ધનજીએજ કાંઇ ભરડ્યુ હોવુ જોઇએ અને તે સંબંધી ચંદુલાલ ગાંધીએ ચેતવણી આપી હોવી જોઇએ. 'ખારો' 'આટો' 'અડદીયા' એ બધા ગાંધીઆટાના શબ્દો પણ ઠીક વપરાયા હતા. આ કાગળમાં બહારથી દેખાય છે તેના કરતાં અંદરખાનેથી બીજો અર્થ જરૂર નીકળતો હોવો જોઇએ એવી મ્હારી માન્યતા થઇ. કઇ છૂપી લિપિનો પ્રયોગ કર્યો હશે તે સમજાયું નહિ. 'ચ' અને 'રમ' ની

છોકરીઓની ભાષા તો એ ન હતી. શ્રી. પટેલની છૂપી લિપિઓ પણ એ ન હતી ત્યારે એ કઈ રીતે લખાયો હશે? એનો એકાંતરો શબ્દ લીધો પણ અર્થ ન સમજાયો એટલે દર ત્રણ ત્રણ શબ્દે એક શબ્દ લીધો અને કાંઇક સ્પષ્ટ અર્થવાળુ વાકય ગોઠવાયું. ખરેખર! એ વાકયજ એવું હતું કે જેથી દેસાઇજી ગભરાયા સિવાય ન રહે.

'શેઠજી મામલો ખરાબ થયો છે. ધનજીએ આટો ખાધો છે. જલદી નાસી જાઓ.'

'આ વાત મ્હેં ચન્દ્રવદનને કરી, હજી ઓળખીતા પાળખીતા અને સંબંધીઓને આવવાને વાર હતી એટલે એ બધા આવી પહોંચે અને શબને લઇ જઇએ તે પહેલાં આ ભેદભરી વાત વિષે અમે વધુ વિચાર કરવા લાગ્યા. ચન્દ્રવદનને પણ મારૂં આ અનુમાન અને શોધ ઘણાં ગમ્યાં. તેણે કહ્યું:

'એમજ હશે જયન્ત! પણ આ 'આટો અડદીયા' ને 'ખરાબ ને ખારો' એવા પ્રયોગોનો શો અર્થ હશે?'

'અલબત્ત, બીજાં સાધનો ન હોય તોયે એટલા ઉપરથીજ આપણે એના મોકલનારનો પત્તો મેળવી શકીએ એમ છીએ. લખનારે પહેલાં તો આ ચેતવણી લખી હશે. શેઠજી × × મામલો ×× ખરાબ' વગેરે. પછી × × વાળી જગ્યાએ જેમ તેમ શબ્દો મૂકી દેવાના હતા એટલે તેણે પોતાનાથી બને તેવા શબ્દો મૂકી દીધા. સાધારણ રીતે માણસ આવી સ્થિતિમાં પોતાના હમેશના ઉપયોગના શબ્દો વધારે વાપરે છે એટલે આ ભાઇએ પણ એવા શબ્દોનો ઉપયોગ કર્યો છે અને તે જતાવી આપે છે કે એ કાગળ પેલા સિનોરવાળા ચંદુલાલ ગાંધીએ લખેલો છે.'

'ચાલો એ બાબતની તો ખાત્રી થઇ ચૂકી' ચંદ્રવદને કહ્યું 'હવે ફક્ત એ ભેદભરી બાબત શી હતી તેનો પત્તો મેળવવાનો રહે છે. ચંદુલાલ ગાંધી પણ સિનોરના પ્રતિષ્ટીત

અને આગેવાન વેપારી છે એમની પાસે નહિ નહિ તોયે આઠ દસ લાખનો જીવ હશે અને બાપુજી પાસે એથી યે વધારે. હવે આ બેઉ જણની એવી તે શી ખાનગી વાત હતી કે જે પેલો ભામટો ધનજી જાણતો હતો? વખત છે તો બાપુજીએ ડૉકટરને કહેલાં પેલાં કાગળિયાં હું જોઉં.'

'એમ કહીને ચંદ્રવદન ગયો અને થોડી વારમાં કેટલાંક કાગળિયાં લઇ આવ્યો. આ બીજા કાગળો નટવર, એ વૃદ્ધ ગૃહસ્થે ચંદ્રવદનને આપવા સારૂ રાખેલા તે જ છે. એ કાગળો વાંચવાની એનામાં શક્તિ ન હતી, એટલે તે વાંચી સંભળાવવા માટે એણે મ્હને કહ્યું:

'તે દિવસે જેમ મ્હેં એને વાંચી સંભળાવ્યા હતા તેમ આજે યે તને વાંચી બતાવું છું. એની પાછળ 'તરંગિણીનું હકીકત સંવંત ૧૯૩૨ ના માગસર સુદ ૬.' એમ લખેલું છે અને તે કાગળના રૂપમાં જ છે.

'મ્હારા વ્હાલા દીકરા,

'મ્હારી જીંદગીનાં છેલ્લાં વરસોમાં આ દિવસો આવશે, એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. પણ કલંકનાં કાળાં વાદળો ચારે બાજુ ઘેરાયાં છે અને મ્હારી જીવનનૌકા પણ કિનારે પહોંચવા આવી છે એટલે આમાં જે લખીશ તે જરાપણ સત્યથી વેગળું નહિ હોય તેની પહેલેથી ખાત્રી આપું છું. મ્હને અત્યારે કાયદાનો જરા પણ ભય નથી. મ્હારી આબરૂની દરકાર નથી અને સમાજની પરવા નથી પણ પ્રિય પુત્ર! મ્હને લાગી આવે છે તે એ છે કે મ્હારે લીધે તારે નીચુ ઘાલવાનો પ્રસંગ આવશે. અત્યાર સુધી તેં મ્હને પુષ્કળ માન આપ્યુ છે અને મ્હારા પ્રત્યે અનહદ સ્નેહ અને ભક્તિ દાખવ્યાં છે એટલે મ્હારૂં આવુ વર્તન જાણી તને આઘાત થશે એ મ્હને ઘણું લાગી આવે છે. જે ભય અને ફટકો મ્હારા પર પડવાની તૈયારી છે તે

જો પડે તો મ્હારી પાસેથી ખરી હકીકત તું જાણે તે ખાતર આ લખી જાઉં છું. અને જો બધુ સીધુ પાંસરૂ ઉતરે (અલબત્ત, પ્રભુ એટલી કૃપા કરશે તો મ્હારા જેવું કોઇ ભાગ્યશાળી નહિ હોય!) અને આ કાગળો તારા હાથમાં આવી ચઢે તો આથી વધારે એક શબ્દ પણ વાંચ્યા સિવાય આ કાગળોને દિવાસળી લગાડી દેજે, આથી વધારે એક અક્ષર પણ વાંચવાની હું તને મના કરૂં છું અને મ્હારા તથા તારી પ્રિય માતાના સોગંદ દઉં છું.

'અને છતાંય જો તારી નજર આ લીટી પર પડે તો હું જાણીશ કે મ્હારી વાત બહાર પડી ગઇ છે અથવા તો મ્હારા પર ફટકો પડી ચૂકયો છે કે પછી હું મરણ પથારીએ છું કે મરણ પામ્યો છું. ગમે તેમ, પણ જે કારણથી મના કરેલી તે કારણ દૂર થયું છે. જે વાત હું લખું છું તે અક્ષરે અક્ષર સત્ય છે. છેવટે સંજોગોને વશ થઇને મ્હેં જે કાંઇ કર્યું છે તે માટે તું દીલસોજી બતાવશે એવી આશા રાખું છું.

'પ્રિય પુત્ર! મ્હારૂં નામ નવનીધરાય દેશાઇ નથી. મ્હારૂં બચપણનું નામ મકનજી છે અને અટક જાગીનની છે. હવે તારા મિત્ર જયંતે જ્યારે 'મ×જ' વાળી વાત મ્હને કરી અને મ્હને મૂર્છા આવી હતી તે તું સમજી શકશે. મકનજી નામથી હું મુંબઇની એક બેંકમાં મ્હારી વીસ વર્ષની ઉમરે જોડાયો હતો. પ્રેમચંદ રાયચંદે ઉપાડેલા શેર સટ્ટાની તવારિખ વિષે ત્હેં સાંભળ્યું હશે. એ વખતે મ્હેં પણ કેટલાક રૂપિયા એવી પરપોટા કંપનીના શેરોમાં રોકયા અને આશા રાખી કે થોડા દહાડામાં એના બમણા થશે. 'લોભે લક્ષણ જાય' એ ન્યાયે બેંકમાંથી પણ મ્હેં ખોટી રીતે પૈસા ઉપાડ્યા અને તે ઉપર મુજબ થનારા નફામાંથી જલદીથી જ પાછા મૂકી દઇશ એવી ઇચ્છા રાખી. પણ માણસ એક વાત ધારે છે ને પ્રભુ કાંઇ

બીજુ જ કરે છે તેમ મ્હને ધારેલો નફો મળ્યો નહિ પણ ઉલટી ખોટ ગઇ. એ દરમિયાન એકાએક બૅંકના હિસાબ તપાસામાં અને મારી પોલ જણાઇ આવી. મ્હારી સામે કેસ ચાલ્યો અને મ્હને દેશ નિકાલની સજા થઇ. તેવીસ વરસની ઉમરે મ્હને મુંબાઇના બારામાંથી મારા જેવા બીજા સાડત્રીસ ગુન્હેગારો સાથે 'તરંગિણી' નામની જળનૌકામાં આન્દામાન મોકલવાનો બંદોબસ્ત થયો.

'કોઇ કારણવશાત્ સરકારી વહાણો રોકાયલાં હોવાથી આ બંગાળી જળનૌકાનો અમને મોકલવા માટે સરકારને ઉપયોગ કરવો પડયો હતો. મ્હારા જેવાં આડત્રીસ પંખેરૂ ઉપરાંત એમાં છવીસ ખલાસી, અરાડ સૈનિક, એક ડૉક્ટર, ત્રણ માલમ, એક કપ્તાન, એક ચૅપલીન અને ચાર વૉર્ડર એમ આશરે સો એક જણનો સમાસ કરવાનો હતો.

'અમારી ઓરડીઓ અથવા તો ભોંયરાઓની વચ્ચે ઘણી પાતળી લાકડાનાં પાટિયાંની દિવાલ હતી. અમે જ્યારે નૌકામાં દાખલ થયા ત્યારે જ એક જણને જોઇ મ્હને જરા નવાઇ લાગી હતી. તેજ મ્હારો સાથીદાર થયો હતો. એની ઓરડી મ્હારી જોડાજોડ હતી, એ બરાબર છ હાથ ઉંચો! રૂષ્ટપુષ્ટ અને જુવાન જોધ માણસ હતો આખી યે નૌકામાં એના જેવો ઉંચો, ભરાઉ શરીરવાળો અને બળવાન માણસ ભાગ્યે જ બીજો કોઇ હશે. અમારા બધાનાં મથાં ભાગ્યે જ એને ખભે અડી રહે. આટલા બધા ગમગીન ચહેરાઓમાં એનો જ ચહેરો મોસાળ જતો હોય તેવો પ્રફુલ્લિત અને આનંદી હતો. આન્દામાન જવામાં પણ એને જરાય દિલગીરી ન હતી. એ મ્હારી પાસે હોવાથી મ્હને આનંદ થયો અને રાત્રે જ્યારે અમારી વચ્ચેનું એક પાટિયુ કાપીને તેણે મ્હને બોલાવ્યો ત્યારે મ્હારા આનંદનો પાર ન રહ્યો. તેણે કહ્યું:

'કેમ દોસ્ત! તારૂં નામ શું? આ માન તને શાથી મળ્યું?'

'મ્હેં એને જવાબ આપ્યો અને એનું નામ પૂછ્યું:

'મ્હારૂં નામ ગટુલાલ છે અને એટલું જ ઓળખાણ પૂરતું છે. આપણે છૂટા પડીએ તે પહેલાં તો હું તને હમેશને માટે યાદ રહી જઇશ.'

'ગટુલાલનો કેસ મ્હને યાદ હતો. આખું મુંબાઇ એ કેસમાં ખૂબ રસ લેતું હતું. ઠેઠ અમદાવાદ અને કાઠિયાવાડમાંથી પણ લોકો એનો કેસ સાંભળવા આવેલા. એ પ્રતિષ્ઠિત કુટુંબનો નબીરો હતો અને ખરાબ સોબતથી ઉંધે રસ્તે ચઢયો હતો. મુંબાઇના ધનાઢયો પાસેથી એણે ખોટી રીતે અને લુચ્ચાઇથી લાખો રૂપિયા મેળવ્યા હતા.

'ત્યારે તને મ્હારો કેસ યાદ છે ને?'

'હાજી. જરૂર. ઘણી સારી રીતે.'

'અને એની વિચિત્રતા પણ યાદ હશે?'

'શી?'

'મ્હારી પાસે નાખી દેતાંય પચીસ લાખ રૂપિયા હશે ખરૂં કે નહિ?'

'એમ વાત થતી હતી ખરી.'

'પણ કાંઇ જ સરકારને ન જડયું—'

'કાંઇ જ નહિ.'

'ત્યારે એ પૈસા કયાં છે તે ખબર છે?'

'એ તો કેમ કહી શકાય?'

'મ્હારી આ પહેલી આંગળી અને અંગુઠાની વચ્ચે. સમજ પડી?' તેણે હસતાં હસતાં ધીમેથી કહ્યું. 'મ્હારી પાસે માણસના માથાપર વાળ હોય છે તેના કરતાંયે વધારે પૈસા છે. અને પૈસા હોય તો દીકરી મકન! ધ્હાય તે કરી શકાય. એનો કેમ ઉપયોગ કરવો તે જ આવડવું જોઇએ, અને આટલી સંપ-

ત્તિવાળો માણસ આ નર્કવાસ પસંદ કરે એ તું માની શકે છે? જરાય નહિ. મ્હેં અહીંથી છટકી જવાનું અને સાથે સાથે મ્હારા સાથીદારોનો છૂટકારો કરવાનું નક્કી કર્યું છે.'

'એની વાત કરવાની રીતજ એવી હતી. પહેલાં તો મ્હેં એ બધું ખોટું માન્યું પણ પછી એણે મ્હને સોગંદ દઇને વિશ્વાસમાં લઇ બધી વાત કરી. નૌકાપરના માણસોને વિશ્વાસમાં લઇ બળવો જગાવી સૈનિકો વગેરેને ઠાર કરી તેનો કબજો મેળવવાની એણે ગોઠવણ કરી હતી. પંદરેક કેદીઓ એના પક્ષમાં ભળ્યા હતા અને હજી પ્રયત્ન ચાલુ હતો. ગટુલાલ એમાં આગેવાન હતો અને એના પૈસા એ અમારા છૂટકારાની મુખ્ય શક્તિ હતી.

'મ્હારો એક ભાગીદાર હતો.' તેણે કહ્યું 'ઘણોજ ભલો માણસ. એણે બધી ગોઠવણ કરી છે. હમણાં તે ક્યાં છે તે તું જાણે છે? દીકરી! એ આ નૌકાનો ચૅપલીન છે. સમજ પડીને ચૅપલીન! તે નૌકાપર પુરતા પૈસા–પુષ્કળ દોઢીયાં લઇને આવ્યો છે. ખલાસીઓ બધાય એનાપર મરી ફીટે છે. એ લોકો ચાકરીએ ચઢ્યા તે પહેલાંજ એણે એ સર્વેને ખરીદી લીધા હતા. એ વૉર્ડર અને એ માલમ પણ તેનાજ હાથમાં છે, અને વખત આવે એ કૅપ્ટનને પણ હાથમાં લઇ લેશે.'

'આપણે શું કરવાનું છે?' મ્હેં પૂછ્યું.

'તું શું ધારે છે?' એણે પૂછ્યું. 'આ સૈનિકોના ડગલા લાલમ લાલ કરવાના. બીજું શું?'

'પણ એ લોકો પાસે હથિયાર છે તે—'

'એમાં શું? તને પણ કાલે મળી જશે. તું તારા પેલા સાથીદારને વાત કર અને વિશ્વાસમાં લે.'

'મ્હેં એમ કર્યું. તે પણ મ્હારા જેવોજ ગભરૂ જવાન હતો અને ખોટી સહી કરવા અંગે દેશનિકાલ થયો હતો. એનું નામ છગનલાલ હતું. તેણે તે મ્હારી માફક ફેરવ્યું છે અને

હમણાં ગાયકવાડી રાજ્યમાં વેપાર કરે છે અને પૈસાપાત્ર છે. તે તરતજ આ વાતમાં જોડાયો કારણ કે એ સિવાય છૂટવાનો બીજો આરો ન હતો.

'પહેલેથી જ નૌકાનો કબજો લેતાં અટકાવે એવું ઘણું થોડું હતુ કારણ કે નૌકા પરનો મોટો ભાગ અમારા પક્ષમાં હતો. સામા પક્ષમાં બે વૉર્ડરો, એક માલમ, ડૉક્ટર, લેફ્ટેનન્ટ માર્ટીન અને અરાડ સૈનિકો એમ એકંદર તેવીસ જણ હતા. અમને દસેને ગટુલાલના મિત્રે હથિયાર અને દારૂગોળો પૂરો પાડ્યો હતો. અને માત્ર યોગ્ય તકની જ રાહ જોવાતી હતી. આટલી તૈયારી છતાં અમે રાતનો સમય જ આ કામ માટે પસંદ કર્યો હતો. તે અમારી ધારણા કરતાં પણ એકાએક વહેલો આવી લાગ્યો અને તે આ રીતે :

'એક દિવસે સાંજના ડૉક્ટર એકાદ કેદીને તપાસતો હતો. પેલો જરા નબળો હતો. એકાએક ડૉક્ટરનો હાથ તેની પાસે રહેલી પિસ્તોલ પર પડ્યો અને કેદી પાસે પિસ્તોલ છે એવી ડૉક્ટરની ખાત્રી થઇ ગઇ. પેલો માણસ હિંમતવાન હોત તો બધુ સીધુ પાસરૂં ઉતરત પણ નબળાઇને લીધે એણે બૂમ મારી. ડૉક્ટર જાણી ગયો અને પેલો માણસ આ વાતની અમને ખબર આપે તે પહેલાં એને બાંધીને મી૦ માર્ટીન પાસે લઇ જવામાં આવ્યો. તરત જ એ વાતની ગટુલાલના મિત્રને ખબર પડી. એણે બધાને ખબર આપી ને સૌ તૈયાર થઇ ગયા. પહેરા પરના સૈનિકોને અમે ઠાર કર્યા. કેપ્ટનના ખંડમાં ગયા તો તેને તો ક્યારનો યે ગટુલાલે જ ઠાર કર્યો હતો. સૈનિકો અમારી સામે બહાદુરીથી લડ્યા પણ અમે એમને ચારે બાજુથી ઘેરી લઇને ટપોટપ મારવા માંડ્યા. ખલાસીઓએ માલમને પકડ્યો. અને આ રીતે થોડીવારમાં જ આખી નૌકા અમારા કબજામાં આવી.

'પણ લેફ્ટેનન્ટ માર્ટીન અને તેના ચુનંદા દસ સિપાઇઓ

રહી ગયા હતા. અમારી સામે તેમણે બરાબર ટક્કર ઝીલી અને બન્ને પક્ષ વચ્ચે જબરી રસાકસી ભરેલી લડાઇ જામી. આખી નૌકા જબરૂ કતલખાનું ન હોય એમ દેખાવા લાગી. લેફ્ટેનન્ટ અને તેના ઘણા સૈનિકો યમસદન પહોંચી ગયા. એક સૈનિક તો અધમૂઓ થઇ ગયો હતો છતાં તરતો હતો. એક જણે ગોળી મારી તેને પૂરો કર્યો. લડાઇ પૂરી થઇ રહી ત્યારે કેદી તરિકે માત્ર પાંચ જણ રહ્યા. બે વૉર્ડરો, પેલો માલમ અને ડૉકટર તથા એક બીજો.

'એમને લીધે અમારી વચ્ચે ભારે રસાકસી અને તકરાર ચાલી. અમારામાં એક ભાગ એ મતનો હતો કે પરમેશ્વરે કૃપા કરીને આપણી જીત કરી તો પછી અમારી સ્વતંત્રતાની ખુશાલીને ખાતર અને તે મહાન દયાસાગરના નામ ખાતર પણ આ અમારા લડાઇના કેદીઓને ન મારવા. લડાઇમાં સશસ્ત્ર માણસો અને સૈનિકોને મારવા એ એક વાત છે અને શાન્ત ચિત્તે કેદ પકડાયલા માણસોનાં ગળાં રહેંસી નાખવાં એ બીજી વાત છે. બેઉમાં આભ જમીનનો ફેર છે. અમે આઠ જણ, પાંચ ગુન્હેગારો અને ત્રણ ખલાસીઓ આ મતના હતા અને અમે સ્પષ્ટ રીતે જણાવી દીધું હતું કે અમારા દેખતાં આ કામ કરવા દઇશું નહિ, પણ ગટુલાલ અને તેના સાથીતો એ વાતની તદ્દન વિરૂદ્ધ હતા. આ બધું ફનાસુકામ કરવામાં જ અમારી સહીસલામતી હતી. કારણ કે એમાંનો એકાદ પણ છટકવા પામે અને અમારૂં કામ બહાર પાડી દઇ અમને પકડાવે એ સંભવિત હતું. આ એક જ કારણથી એમના જીવનનો અન્ત આણ્યા સિવાય બીજો કોઇ સારો માર્ગ કોઇને સૂઝતો ન હતો. એમના પ્રત્યે હમણાં દયા બતાવીએ અને પછી તેઓ વખત આવે અમને કફોડી સ્થિતિમાં મૂકે તો? આ બધા વિચારોને અંતે ગટુલાલના નિર્ણયને અમે કાંઇક મળતા થયા

પણ આવું ભયંકર કર્મ અમારી આંખ આગળ થાય એ અમને ખટકતું હતું. છેવટે એક રસ્તો નીકળ્યો. જે જે આ વાત વિરૂદ્ધ હોય તે મછવામાં બેસીને ચાલ્યા જાય. અમે એ વાતનો સ્વીકાર કર્યો. મછવો ઉતારવામાં આવ્યો અને અમે આઠ જણ બેઠા. જોઇતો સામાન તથા પાણી વગેરે અમને આપવામાં આવ્યાં અને ભરદરિયે અમારો મછવો ડોલવા લાગ્યો. અમને બધાને ખલાસીઓનો પોષાક આપવામાં આવ્યો હતો ને કોઇ અમને ઉગારે તો એકાદ ભાંગેલા વહાણના અમે ખલાસીઓ છીએ એવો અમારે જવાબ આપવાનો હતો.

'મ્હારી કથનીની ઘણી રસિક બાબત હવે શરૂ થાય છે. દુનિયાભરમાં 'ઇસ હાથ દે ઔર ઉસ હાથ લે.' એમ જે કહેવાતું આવ્યું છે તે ખોટું નથી. અમે ગણુતરી કરી તો અમારો મછવો એવી જગ્યાએ હતો કે ત્યાંથી હિંદુસ્તાન કરતાં આફ્રિકાનો કિનારો વધારે નજીક હતો. એટલે અમે મછવાને આફ્રિકા બાજુ હંકારવો શરૂ કર્યો. જોઇ શકાય ત્યાં સુધી અમારી નજર 'તરંગિણી' ઉપર ઠરી રહી, અમારો મછવો એનાથી ઘણો દૂર નીકળી ગયો હતો. ધ્યાન દઇને જોતાં 'તરંગિણી' માંથી ધુમાડાની મોટી સેર નીકળી આકાશમાં મળી જતી જણાઇ. અમે દૂરબીન માંડી જોયું તો એક ભયંકર ધડાકા અને પ્રકાશ સાથે 'તરંગિણી' નો નાશ થતો જણાયો. મોટો ધડાકો અમે સાંભળ્યો ખરો પણ શું થયું હશે એ જાણવાની જીજ્ઞાસાથી અને બને તો મદદગાર થઇ શકાય એ વિચારથી અમે મછવાનું સુકાન ફેરવ્યું અને જ્યાં આ બનાવ બન્યો ત્યાં એને હંકારી જવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

'બહુ પ્રયત્ને અને ઘણો વખત વહી ગયા બાદ અમે ત્યાં પહોંચ્યા. 'તરંગિણી' ના હજારો કકડા થઇ ગયા હતા અને એનાં કેટલાંક પાટિયાં છૂટાં થઇ જઇને તરતાં હતાં.

અમે ઘણો પ્રયત્ન કર્યો અને આજુબાજુ ખૂબ જોયું પણ એકે માણસ બચ્યું હોય એમ ન લાગ્યું. ખરેખર! પરમેશ્વરે ગટુલાલ અને એના સાગ્રીતોને તેમના કર્મનો બદલો અહીં ને અહીં જ આપ્યો હતો. અમે આમ જોતા હતા એવામાં દૂર એક પાટિયાંને વળગી કોઇ તરતુ હોય એવો અમને ભાસ થયો એટલે મછવો તે બાજુ હંકાર્યો. અમે એને મહા મહેનતે બચાવ્યો. તે 'તરંગિણી'નો ધનજી નામનો જુવાન ખલાસી હતો. એનું મોઢુ બળી ગયુ હતુ. આખી રાત એનામાં બોલવાના યે હોશકોશ ન હતા. બીજે દિવસે એણે 'તરંગિણી'ની હકીકત કહી.

'અમે મછવામાં બેઠા પછી થોડીવારે ગટુલાલ અને એના મિત્રોએ પેલા પાંચ જણને રહેંસી નાખવાનો નિશ્ચય કર્યો. બે વૉર્ડરોને ગોળી મારીને મારી નાખ્યા અને માલમને પણ યમસદન પહોંચાડી દીધો. ગટુલાલે પોતાના હાથે જ ડૉકટરનું ગળુ કાપ્યું. હવે ફક્ત એક જ જણ રહ્યો. તે ઘણો જ ખંધો હતો. એણે જોયું કે ઉગરવાનો આરો જ નથી ત્યારે તે હાથમાં દીવાસળીની પેટી લઇને નાઠો. કોઇપણ પ્રયત્ને તેણે તેના બંધ છોડી નાખ્યા હતા અને દીવાસળીની પેટી મેળવી લીધી હતી.

'એની પાછળ દસબાર જણ ભરી પિસ્તોલે પડયા. એ તો દારૂના પીપની પાસે જ બેઠો હતો. તેણે ધમકી આપી કે જો કોઇ એને છેડશે તો એ દીવાસળી સળગાવીને દારૂમાં ચાંપશે અને સર્વેનો અંત લાવશે અને જરાકવાર પછી જ આ ભયંકર પ્રસંગ બન્યો. ધનજીનું માનવુ એવું હતું કોઇએ ગોળી છોડી અને તે પેલાને વાગવાને બદલે દારૂના પીપને વાગી પછી ખરૂ શું તે તો પ્રભુ જાણે! પણ એ હોનારત બની અને 'તરંગિણી'નો નાશ થયો.

'પ્રિય પુત્ર! જે કામમાં હું સંડોવાયો હતો તે કામનો આ ટુંકો ઇતિહાસ છે. બીજે દિવસે અમને 'ટોંગોમારૂ' નામની

અમાની સ્ટીમરે લઇ લીધા અને સુખરૂપ આફ્રિકાને કિનારે ઉતાર્યાં. દરિઆઇ ખાતાવાળાઓએ 'તરંગિણી'ને ડૂબી ગએલી જાહેર કરી હતી અને તેનું તથા તેના ઉતારૂઓનું શું થયું તેની કોઇનેયે ખબર ન હતી. 'તરંગિણી' પોતાના ઉતારૂઓ સાથે જ દરિયાના ઉંડાણમાં સમાઇ ગઇ એવો એ ખતાએ સરકારમાં રીપોર્ટ કર્યો હતો. સ્ટીમર 'ટોંગોમારૂ'માં જાતજાતના મુસાફરો હતા એટલે અમારા માટે કોઇને શંકા આવે એવું હતું નહિ. અમે સુખરૂપ આફ્રિકામાં પહોંચી ગયા.

'પછીની વાત ઘણી ટુંકી છે. આફ્રિકાની ખાણોમાં અમે માતબર થયા અને અહીંયાં આવીને સુખી થયા. અમારો ભૂતકાળનો ઇતિહાસ ભુસાઇ ગયો અને આબરૂદાર સજ્જનો તરિકે અમારી જીંદગી વીતવા લાગી.

'હવે જ્યારે પેલા દુષ્ટ ધનજીના ખરાબ સ્વભાવની અને તેણે મ્હારા એક સાથીદારને હેરાન કર્યાની વાત હું જાણું ત્યારે મ્હારી શી દશા થાય એ કલ્પી શકાય એમ છે. અને એ જ ધનજી જેનો અમે એક વખત જીવ બચાવ્યો હતો તે જ્યારે અમને ઉઘાડા પાડવા પ્રયત્ન કરે ત્યારે અમારી સ્થિતિ કેવી ભયંકર થઇ જાય તે સ્હમજી શકાય એમ છે. એ ભામટા સાથે સારો નાતો રાખવાને હું શાથી ઇંતેજાર હતો તે તને આ ઉપરથી સમજાશે અને એ મ્હારી સાથે બગાડીને અહીંથી ગયો છે તે મ્હને કેટલુ દુઃખપ્રદ છે તે પણ તું કલ્પી શકશે. મ્હને ઘણી દહેશત છે કે એ બદમાશ કાંઇ નવાજૂની કરવાનો જ. એની ઓબડી બંધ નહિ રહે!'

'એની નીચે બહુ જ ધ્રૂજતા હસ્તાક્ષરથી ભેળે ભેળે વંચાય એમ લખ્યું છે કે 'ચંદુલાલ ઘુપીલિપિમાં લખે છે કે ધનજીએ આટો બાફયો છે. હે દયાસાગર! દયા કરજે અને આ દુઃખની વચ્ચેથી ઉગારી લેજે!'

'આ ઇતિહાસ મ્હેં તે દિવસે ચન્દ્રવદનને વાંચી સંભળાવ્યો હતો, અને હું ધારૂં છું નટવર, કે બિચારા દેસાઇજી સંજોગોના ભોગ થઇ પડ્યા હતા.

'આ દુઃખદાયક વાત સાંભળી ચંદ્રવદન ભગ્નહૃદય થઇ ગયો હતો અને છેવટે મલાડ છોડીને એના બાપદાદાના વતન કંડારીમાં જઇને રહ્યો હતો. ધનજી અને ચંદુલાલ ગાંધી વિષે તે દિવસ પછી કાંઇ સંભળાયુ નથી. તે બેઉ જણ ક્યાંય ગચ્છંતિ કરી ગયા હતા. પોલિસ પાસે એક પણ ફરિયાદ નોંધાઇ ન હતી એટલે ચંદુલાલે કાંઇ ગફલત કરી હતી. ધનજી આજુબાજુ રખડતો જોવામાં આવ્યો હતો અને પોલિસની માન્યતા એવી હતી કે તેણે ચંદુલાલ ગાંધીનું ખૂન કર્યું હશે અને નાસી છૂટ્યો હશે. મ્હારી માન્યતા એથી તદ્દન વિરૂદ્ધ છે, ધનજીએ ગોટો વાળ્યો જોઇને ચંદુલાલ ગાંધીનો મિજાજ ગયો હોવો જોઇએ. તેણે એનું ખૂન કર્યું કે કરાવ્યું હોવું જોઇએ અને મળી શક્યા તેટલા પૈસા ગાંઠે બાંધીને તે કાંઇ દૂર દેશાવર નાસી ગયો હોવો જોઇએ. નટવર, 'તરંગિણી'ના કેસની આ હકીકત છે અને આશા રાખું છે કે તે તને ઉપયોગી થયા સિવાય નહિ રહે.'



## ☆ સમાપ્ત ☆

